# અર્પણ

જેના પ્રતાપે આટલું પણ લખવા સમર્થ છું

તેવા પૂજ્ય પિતાને.

# પ્રસ્તાવના.



આ નાનકડા સંગ્રહને પ્રસ્તાવનાની શી જરૂર? આમાં નવીન કશું નથી. 'આદર્શાંધ' સાહિત્યના ૧૯૧૯ ના અકટોબરના અંકમાં છપાયું હતું. 'અનારકળી' તેમજ 'સાવિત્રી' ના નાટકો મુંબઇ સમાચારના દીપોત્સવીના અંકોના વાંચકને જાણીતાં હશે. આધુનિક જમાનો Realism નો છે. આમાંથી એકે નાટક realistic નથી. કોઇપણ જમાનાનું ખાસ ચિત્ર આપવાનો દાવો આમાંથી એકે નાટક કરી શકે તેમ નથી. માત્ર અમુક વિચારનો પાયો લઇ એના પર ચણતર કર્યું છે.

ગુજરાત વાંચકવૃન્દ આગળ આ સંગ્રહ મુકવામાં ધૃષ્ટતા લાગીજ હોય, તો ગુજરાત ક્ષમા કરશે.

મુંબઇ સમાચારે આ છાપી આપવાની સરળતા કરી આપી છે તેને માટે અત્રે ઉપકાર માનું છું.

હંસા મ્હેતા.

૩, વીન્સેન્ટ ક્રોસ રોડ, દાદર.
તા૦ ૨૯-૧૧-૨૬.

અનુક્રમણિકા :—

# સાવિત્રી.

## પાત્રો.

### પુરૂષ.

| | |
|---|---|
| અશ્વપતિ | મદ્ર દેશનો રાજા. |
| દ્યુમત્સેન, | સાલ્વ દેશનો રાજા. |
| સત્યવાન, | દ્યુમત્સેનનો પુત્ર. |
| મણ્ડન. | સત્યવાનનો મિત્ર. |
| દેવર્ષિ નારદ. | |
| મહર્ષિ ગૌતમ. | |

### સ્ત્રી.

અશ્વપતિની રાણી.

દ્યુમત્સેનની રાણી.

સાવિત્રી, અશ્વપતિની પુત્રી.

| | |
|---|---|
| માયા<br>નિપૂણિકા | સાવિત્રીની સખીઓ |

વૃદ્ધ તાપસી.

તે ઉપરાંત અન્ય સખીઓ, પુરવાસીઓ, ઋષિ બાળ સાલ્વ યોદ્ધાઓ વગેરે.

# અંક પહેલો.

---

## પ્રસ્તાવના.

[ પડદો ઉઘડતાં નટી તથા સૂત્રધાર પ્રવેશ કરે છે. ]

નટી ( મંગળાચરણ ગાય છે. )

( જય જય ગરવી ગુજરાતનો રાગ. )

જય જય જય ભારત માત (૨)
ઉગે ભાગ્ય પ્રભાત—જય.

સંતાનો તુજ શૂર બનીને સમરાંગણ ધ્રુજવશે,
કુરૂક્ષેત્રનો ફરી રંગ મચાવી, ધર્મ ધ્વજ ઉડવશે.
પૂજ્ય ભૂમિ સાક્ષાત—જય. ૧.

ધર્મ ધુરંધર વિખ્યાત
વળી કર્મવીરની માત
રામચંદ્ર ને બુદ્ધ સરીખા પ્રભુતાના અવતાર..
નરનારાયણે જન્મ લીધો જ્યાં, પરશુએ કીધ સંહાર..
કર્મભૂમિ સાક્ષાત—જય. ૨.

**નટી:**—"ક્યાંક તો જેનો હોય તેનો પણ જે દેવના નામે અનેક લડાઈઓ જાગે જે દેવના નામે ઉંચ નીચના ભેદ રહે, જે દેવના નામે નાતિ જાતિના ભેદ રહે, એ દેવો શા કામના? ભારત દેશની વેદી પર તો આ સઘળા ભેદભાવોની આહુતી અપાશે, પછી કોઈ બ્રાહ્મણ નહિ ને કોઈ અબ્રાહ્મણ નહિ, કોઈ હિંદુ નહિ ને કોઈ મુસલમાન નહિ. બધાજ એક દેશના સંતાન.

ગીતિ.

સુણજો ભારત સંતાનો. મમહૃદયની સત્ય વાણી
દેશને જો દેવ કરશો તો, થશે ભેદભાવ સૌ નષ્ટ.

**સૂત્રધાર:**—આ ઉમદા વિચારોને માટે તો ધન્યવાદ, ત્યારે તો આજે શ્રોતાવર્ગને માટે પણ કોઈ નવોજ નાટ્ય પ્રયોગ બતાવવાનો હશે."

**નટી**—(હસીને) "ના, ના નાટક તો સતી સાવિત્રીનું યોજવા ધાર્યું છે."

**સૂત્રધાર:**—વાહ! એ પુરાણની કથા ક્યાંથી કહાડી? આજના લોકોને તો કંઈ નવા વિચારોથી ભરપૂર નવી ઢબનું નાટક જોઈએ.

ઉપજાતિ.

દાસો બન્યા નૂતન કાળના સૌ
નિન્દા કરે પ્રાચીન ભાવનાની.—

**નટી:**—એમ તો આપણા કાલીદાસ ને ભવભૂતિ જેવા કવીશ્વરોએ પણ જૂની વાત પર નાટકો રચ્યાં હતાં. વાસ્તવિક રીતે તો કંઈ નવું છેજ નહિ. ગીતામાં કહ્યું છે તેમ वासांसि जीर्णानि यथा विहाय (આખો શ્લોક બોલે છે) આત્મા જેમ અવનવા શરીરો ધારણ કરે છે તેમ વિચારો પણ નવે નવે રૂપે અવતરે છે. બાકી હમણાના કેટલાએક

કહેવાતા નવા વિચારો તો પાશ્ચાત્યની કચરાપટ્ટીમાંથી અહીં ઉડી આવેલા.

ઉપજાતિ.

પાશ્ચાત્યની સૌ નકલો કરે છે
બુદ્ધિ વિનાનો અનુકાર એવો.

**સૂત્રધાર:**—એ તો ઠીક પણ આજના વિદ્વાન શ્રોતાઓ તો બહુજ સૂક્ષ્મ દૃષ્ટિવાળા છે. બધુંજ ઝીણવટથી તપાસશે. એમને પટાવવા સ્હેલા નથી. દરેક નાટકનું ધ્યેય હોવું જોઇએ. નાટકના ધ્યેયની ઉત્તમતા અને વિચારની નવીનતાપર નાટકની સફલતાનો આધાર છે.

**નટી:**—ધ્યેય તો મેં ઉત્તમ રાખ્યું છે. જે દેશમાં સાક્ષાત શકિતરૂપ સાવિત્રીએ સત્યવાનને જીવિતદાન આપ્યું તેજ દેશની સ્ત્રીઓ એ શકિત પાછી મેળવી, એજ વીરતા, એજ ધૈર્ય અને એજ અડગતા રાખી આ મૃતપ્રાય જેવા ભારત દેશને પુન: સજીવન કરે એજ મારા નાટકનો હેતુ છે.

**સૂત્રધાર:**—એ હેતુ તો પ્રશંસાપાત્ર છે. સાક્ષાત્ સરસ્વતી એમાં મદદ કરે એવી મારી શુભેચ્છા છે.

**નટી:**—એ સાહિત્ય, સંગીત અને કલાની દેવીની સહાયતાની મારે બહુ જરૂર છે.

શાર્દુલ વિક્રિડિત.

વાણી રૂપ બની પશુગણુ થકી, જૂદા કર્યા માનવો
વીણાના મધુરા સુરો જગ વિષે, રેડી ભર્યો તેં રસ.
તારા વાહન પિચ્છના ભભકથી, રંગે પૂર્યું વિશ્વને
દેવી શારદ માત ધન્ય કરજો, મારી કૃતિ અલ્પને.

# અંક ૧ લો.

---

સ્થળ—મહર્ષિ ગૌતમના તપોવનથી થોડે દૂર આવેલા જંગલમાં. સમય શરદનો એટલે લીલી લીલી જમીન. સઘન વૃક્ષોની ઘટા વચ્ચે નાનું જલાશય. સત્યવાન તથા માણ્ડન આવે છે. લાકડાના ભારા નીચે મુકી સરોવર તીરે બેસે છે.

**સત્યવાન**—( આસપાસ નિહાળી એક ઉંડો નિશ્વાસ નાખી ) કેવી સુંદર સાંઝ! કેવી અનુપમ શાન્તિ?

**શિખરિણિ.**

સલુણી સંધ્યા જો. બહુ શરમથી લાલ દીસતી
કરે ઊંડું અસ્તાચળપરથી બીરૂ ભય થકી
વળી મંદમંદ વહતી મલયની શીત લહરી
છવાયું શાન્તિનું અતિ સુખદ સામ્રાજ્ય અવની.

કેવું મધુર જીવન! સંસારના કલહોની અહીં ગંધ સરખી પણ નહિ!

**માણ્ડન**:—દેવ!

**ઉપજાતિ.**

સંસાર તો માનવનો ઘડેલો
કંકાસીને છે કડવાશ પૂરો
આ સૃષ્ટિ તો છે પ્રભુની રચેલી
સૌંદર્ય ને શાન્તિ સદા ભરેલી.

**સત્યવાન**:—ઋષિમુનિઓ સંસારનો ત્યાગ કરી કુદરતમાં આવી વસે એ વાસ્તવિકજ છે. આ મૃગો પણ કેવા આનંદથી નચિંતપણે મ્હાલે છે.

મણ્ડન:—દેવ તમારા મ્હોમાં પાણી નથી છૂટતું ?

સત્યવાન:—(હસીને) જે ભૂખ્યા એને તેના મ્હોમાં પાણી છૂટે. મને તો થાય છે કે આવા નિર્દોષ પ્રાણીને મારવામાં શી બહાદૂરી હશે? ક્ષત્રિયોને તો બળવાન સિંહ વ્યાઘ્રાદિનો શીકાર શોભે.

**હરિણી.**

હરિણ કૂદતું ફાળો દેતું ધરા ડગ ના અડે,
ભય નિરખતા ક્યાંનું ક્યાં એ જતું પળ એકમાં.
ચપળ નયનો પાછું ભાળે, સદા કરૂણાર્દ્ર તો,
ગરીબ મૃગલું કેમે મારે દયા ન શીકારીને.

(એક મૃગ પાસે બેઠેલું તેને હેતથી પંપાળે છે.)

મણ્ડન:—દેવ! આશ્રમમાં રહી ઋષિઓના સંસર્ગમાં આવીને આવું આવું બોલો છો. ક્ષત્રિયો હરણનો શીકાર કરે તે એની ચપળતા હરવા. હરણ અને નારી એ બે ચંચળ જાત છે. એનો શીકાર તો ક્ષત્રિયોએ ખેલવોજ જોઇએ!

સત્યવાન:—(હસીને) એમાંજ ક્ષત્રિવટ સમાતું હોય તો મારે એ ના જોઇએ. હું રાજા હોઉં તો આવા પ્રાણીને કદી મારૂં નહિ. પણ એ દિન ક્યાં?

મણ્ડન:—દેવ! આટલા દિવસ રાહ જોઇ તો હવે થોડા વધારે. છેલ્લા ખબર તો બહુ આશાજનક હતા. શત્રુઓ આપને શોધે ન ત્હારે એવીજ તજવીજ રાખવાની છે.

સત્યવાન:—આપણો વેશ તો સાંગોપાંગ ઉતર્યો છે. મંત્રિ સિવાય બીજા કોઇને આપણે વિષે બહુ ખબર નથી.

(એકાએક બધાં હરણો ભયથી આકુળ આમતેમ ન્હાસતાં જણાય છે.)

અરે કોઇ અજાણ્યા પગલાં આ તરફ આવતાં લાગે છે. નહિતર આ મૃગો આમ વ્યાકુળ ન થાય.

**મણ્ડનઃ**—દેવ! સાવધાન! જુઓ કોઇ સુંદરીસંઘ આવતો લાગે છે.

**સત્યવાનઃ**—ખરેજ કોઇ વનદેવીઓ જેવી લાગે છે. અને વળી ધનુર્ધારિણીઓ છે. તેમાં સૌથી અગ્રેસર જેવી તો જો.

### હરિણી.

સખી જન થકી વીંટાએલી દીસે બહુ માનિની
ઉડુગણ મહીં ચંદા જેવી સુધામય હાસિની
ચપળ સઘળાં અંગો એના. યુવાતણી મોહિની
લલિત લલના એવી કો છે મનોહર કામિની.

**મણ્ડનઃ**—દેવ! આપણે સંતાઇ જઇએ તો સારૂં. સ્ત્રીઓથી દૂર રહેવામાંજ ફાયદો છે. શંકરથી માંડી ભલભલાને એણે ફસાવ્યા છે.

**સત્યવાનઃ**—(હસીને) તને પણ સ્ત્રીઓનો ઠીક અનુભવ થયો લાગે છે. હમણા તો મને કહેતો હતો કે ક્ષત્રિયે નારીનો પણ શીકાર ખેલવો જોઇએ.

**મણ્ડનઃ**—હા, પણ હમણાં તો તમે કહિયારા છો.

**સત્યવાનઃ**—ખરેજ ભૂલ્યો. તારૂં કહેવું યથાર્થ છે, આપણે છૂપાઇને જોઇએ કે કોણ છે. (બન્ને વનરાજિમાં સંતાય છે. સખીઓ સહ સાવિત્રી આવે છે.)

**સાવિત્રીઃ**—કેવો સુંદર વનપ્રદેશ! કેવું મનોહર જલાશય! ભૂલાં તો પડયાં છીએ. લગભગ અંધારૂં થવા આવ્યું છે. આગળ

જવામાં ફાયદો નથી. તો ચાલો આપણે અહીંજ બેસી કોઇ અહીંથી આવતું જતું હશે તો રસ્તો પૂછીશું.

(ઝાડીમાંથી સત્યવાન્ રસ્તો બતાવવાને ઉત્સુક બહાર નીકળવા જાય છે. તેને મણ્ડન પકડી રાખે છે.)

**મણ્ડન**—દેવ! આટલી ઉતાવળ શી? એની વાતો તો સાંભળો, કોણ છે તે ખબર પડશે. અને જો જો ભૂલતા રખે કે તમે કઠિયારા છો.

**સત્યવાન્**—(હસીને) હવે યાદ રાખવું અઘરૂં પડશે ખરૂં.

**સાવિત્રી**—અરે જો આ લાકડાના ભારા કોઇ મુકી ગયું છે. જરૂર જેના હશે તે આ તરફ આવશે. (બધાં સરોવર તીરે નીરાંતે બેસે છે.)

**માયા**—આ વન છે તો બહુ સુંદર પણ જેમ ઘર પાસે આવે છે તેમ ત્યાં પ્હોંચવાનો ઉભરાવો વધ્યો છે. હવે તો એક દિવસ પણ વધારે લંબાય તો મારો જીવ જાય.

**સાવિત્રી**—મા-બાપને મળવાની કોને ઉત્કંઠા ન હોય? જેમ ઘર પાસે આવે છે તેમ મારી તો ઉંઘજ જતી રહી છે.

**દ્રુતવિલંબિત.**

વરસ એક પછી મળશું અમે,
વિવિધ ખ્યાલથી વ્યગ્ર બને મન.
કયમ હશે મુજ માવડી ને પિતા,
નિરખવા તલસે મુજ ચક્ષુડાં.

**સત્યવાન્**—(સ્વગત) માબાપ કેવાં ભાગ્યશાળી!

**માયા**—બ્હેન દૂર રહેવાથી સ્નેહીનો સ્નેહ સંભારી સંભારી આપણો સ્નેહ બમણો વધે.

નિપૂણિકા—પણ જે અર્થે તમને દેશાટન કરવાં મોકલ્યાં તે હેતુ તો સફલ થયો નહિ. તેથી મહારાજ અને માતુશ્રી બન્નેને ખોટું લાગશે.

સત્યવાન્—(સ્વગત) શો હેતુ હશે?

સાવિત્રી—આ આર્યાવર્તમાં મારે માટે એક પણ જોડ નિર્માણ નહિ હોય.

નિપૂણિકા—બ્હેન રાજાઓ ક્યાં ખોટા હતા? આટલા બધામાંથી તમને એક પણ પસંદ ન આવ્યો?

સાવિત્રી-રાજાઓ તો ખોટા નહિ હોય પણ મારે મન લાયક તો કોઇજ ન જડ્યું.

નિપૂણિકા—મને તો લાગે છે કે તમને આટલું બધું વિદ્યાદાન આપવામાં પિતાજીએ મોટી ભૂલ કરી.

સાવિત્રી—(હસીને) કેમ?

નિપૂણિકા—તમને બધામાં કંઇને કંઇ ઉણપ લાગ્યાંજ કરે છે. આમાં તો જોઇએ એટલું જ્ઞાન નથી. આમાં તો શૌર્ય નથી, આમાં તો આ નથી, ને આમાં તો તે નથી.

## શિખરિણી.

દીસે દોષો સૌમાં મન નવ તમારૂં ગુણ જુએ.
નથી આતો જ્ઞાની, અપર વળી ગેહે બહુ શૂરો.
નહિ દાતા આતો, કુરૂપ બહુ સંકોચ મતિનો,
ઘડ્યો દેવે કોને અતુલ ગુણવાળો તવ પતિ.

સત્યવાન્—(સ્વગત) ખરે ઘડ્યોજ નહિ હોય!

સાવિત્રી—(દુઃખિત સ્વરે) નિપૂણિકે! એ વાત ફરીથી સંભારી

સખીઓ શા માટે નાહક દુઃખી કરે છે? મારા નસીબમાંજ કદાચ બ્રહ્મચર્ય લખ્યું હશે. નહિં તર આટલા દેશો જોયાં છતાં મારા આત્માએ કોઈનેજ વરમાળ પ્હેરાવી નહિ. એમાં ગુણ દોષનો પ્રશ્નજ ક્યાં છે? આપણે પોતેજ અપૂર્ણ હોઈએ ત્યાં સંપૂર્ણતાને લાયક કેમ થઈએ? આત્મા સહચર્ય શોધે છે. સમાન ભાવનાવાળો જીવનસાથી જડતાં બીજા ગુણદોષ જોવાના રહેતાજ નથી.

તોટક.

નલિની સવિતા જ્યમ મિત્ર બન્યાં
વળી ચંદ્ર ચકોર થયાં પ્રણયી
નવ દોષ ગણે નવ ગુણ ગણે
મમ આત્મન એ સહચાર ચહે.

માયા—(વાત ફેરવી નાખી) આ અંધારૂં તો વધતુંજ ચાલ્યું. ને હજી કોઈ ના આવ્યું.

મણકન—(સત્યવાન બ્હાર નીકળવા જાય છે તેને અટકાવી) દેવ! હજી ઉભા રહો, તપોવન ક્યાં બહુ દૂર છે. વળી ચાંદરણી રાત છે જરા મજાહ તો જોવા દ્યો. ઘણે વખતે આ સૌંદર્યરાશિ જોવાનો લ્હાવો પ્રાપ્ત થયો છે.

સત્યવાન—વાહ આપણે એ લોકોની ચેષ્ટા જોઈએ ને એ લોકો મનમાં ગભરાયાં કરે.

મણકન—મનુષ્ય પ્રાણ ધારણ કરે તેને ગભરાટ કેવો? રાજકુમારીના મ્હોંપર તો બ્હીકનું નામ નિશાને નથી.

સાવિત્રી—ચાલો બધાં મળી કંઇ ગાઇએ. ગીતનો અવાજ સાંભળી જરૂર કોઇ આવશે.

(બધાં ગાય છે.)

(ગગને આજે પ્રેમની ઝલક છાઈરે નો રાગ.)

નિરખો શોભા શરદની રઢીયાળીરે (૨)
પૃથ્વી થઇ હરિયાળી, આભની તો શી સફાઇ
વિશ્વ બન્યું સુખદાયીરે———નિરખો.
વૃક્ષો નમ્યાં પલ્લવ ભારે, ગાનો મીઠાં કુંજે કુંજે
વનશ્રી છે પુર બ્હારે રે———નિરખો.
નદી નાળાં ભર્યાં પૂરે જળ ધોધો ફરી ગાજે
રસ શ્રોતો કંઇ વહે છે રે———નિરખો.
સ્વચ્છ બન્યા રવિ કિરણો, ઉજવલ ભાસે તારા વૃન્દો
ચંદ્રા હસે મીઠાં હાસ્યો રે———નિરખો.
વર્ષાનો અંધાર ગયો, સૃષ્ટિમાં ઉલ્લાસ ભયો
આનંદ આનંદ છાયો રે———નિરખો.

(ગાયન પુરૂ થતાં સત્યવાન બ્હાર નીકળે છે. પાછળ મણ્ડન. પાંદડાનો ખડખડાટ સાંભળી.)

સાવિત્રી—જો આપણી તદબીર સફળ થઇ. કોઇ પાછળ આવતું હોય એમ લાગે છે (પાછળ જોઇ ચમકી) કોઇ દેવ પુરૂષ જેવો લાગે છે.

માયા—ખરેજ કોઇ મહાપુરૂષ લાગે છે.

સાવિત્રી—(સાવધ થઇ) નિપૂણિકા તું વ્યવહારકુશળ છે. પાસે આવે એટલે રસ્તો પૂછ.

(સત્યવાન્ ને પાછળ મણ્ડન. આગળ આવે છે.)

નિપૂણિકા—(હાથ જોડી) મહાનુભાવ———

(મણ્ડન પાછળથી સત્યવાન્‌ને કોણી મારે છે.)

સત્યવાન્—(જરા હસી) બ્હેન, હું તો ગરીબ કઠિયારો છું..

**સાવિત્રી**—(ન માનતી હોય તેમ થોડીવાર એની સ્હામે જોઇ) ત્યારે તો આ ભારા પણ તમારાજ હશે.

**મણ્ડન**—દેવી ! એ લેવા તો અમે અહીં આવ્યા છીએ.

**નિપૂણિકા**—ભાઇ ! અમે રસ્તો ભૂલ્યાં છીએ. ગૌતમ ઋષિના આશ્રમની ઉત્તરમાં અમારો પડાવ છે.

**સત્યવાન્**—ઋષિનો આશ્રમ તો અહીંથી દૂર નથી. ચાલો હું આપની સાથે પડાવ લગી આવું, અંધકારમાં એકલા જવું સહિ-સલામત નથી.

**સાવિત્રી**—આશ્રમ પાસે હોય તો તો સાથે આવવાની જરૂર નથી. રસ્તો બતાવશો એટલે બસ. અમે શસ્ત્રસજ્જિત છીએ એટલે એક કઠિયારાને અમારી વ્હારે નહિ ધાવું પડે !

**સત્યવાન્**—(સાથે જવાની ઉત્કંઠાથી) રસ્તો જરા અટપટો છે. કદાચ ફરીને ભૂલાં પડાય માટે આપને ઋષિના આશ્રમ લગી મુકી આવીશ. (મણ્ડનને) તું આ ભારા સંભાળજે.

(સત્યવાન્ તથા સ્રીમંડળ જાય છે.)

**મણ્ડન**—અરે ભગવાન ! આમાં કંઇ નવા જૂની થવાની. રાજકુમારીએ ચોખ્ખી ના કહ્યા છતાં આ શી સાથે જવાની જીદ ! રસ્તો જરાએ અટપટો નથી. (આમ તેમ ફરે છે) રાજકુમારી દીસે છે તો સર્વ રીતે યોગ્ય. પણ હમણાં તો એવી કોઇ પણ ખટપટથી દેવ દૂર રહે તો સારૂં. અરે પુષ્પધન્વા ! જો કવખતે મારા ભોળા દેવને ઘાયલ કર્યા છે તો મારા બ્રહ્મતેજથી તને ભસ્મી—નસીબદાર કે તું અનંગ છે ! નહિતર અત્યાર લગણમાં કેટલાઓએ તને બાળ્યો હોત ! (થોડીવાર ફર્યા પછી.)

હજી દેવ આવ્યા નહિ, સીધા રાજકુમારીના પડાવ લગી ગયા હોય એમ લાગે છે. વૃદ્ધ માતાપિતા કાગને ડોળે રાહ જોતા હશે. આંજ લગણુ તો જરા પણ મોડું થયે વ્હેલા વ્હેલા ઘર તરફ દોડતા! (થોડીવાર વળી ફરે છે ત્યાં સત્યવાન્ અનેરા આનંદથી પગલાં ભરતો આવે છે.)

**સત્યવાન્**—માફ કરજે મિત્ર તને અંધારામાં એકલો બેસાડી રાખ્યો. બ્હીક તો ન્હોતી લાગીને?

**મણ્ડન**—"ખરેજ શસ્ત્રધારિણીઓની રક્ષા કરવા ગયા તેને બદલે મારા જેવા અશસ્ત્ર બ્રાહ્મણની રક્ષા કરવા રહ્યા હોત તો વધારે શોભતે."

**સત્યવાન્**—રાજકુમારીના આગ્રહથી મારે છેક પડાવ લગી જવું પડ્યું.

**મણ્ડન**—ખરેખર! અહીંથી તો સાથે જવાનો બહુ આગ્રહ કર્યો ન્હોતો. પણ દેવ! વાતમાંને વાતમાં તમારા ખરાં નામઠામ તો નથી આપી દીધાંને? મહાપુરૂષોને હરાવવા દેવો પણ સ્ત્રીનો ઉપયોગ કરતા. તમારા દુશ્મનો પણ એજ ઉપાય અજમાવે તો તેમાં નવાઇ નહિ.

**સત્યવાન્**—(હસીને) તને તો એમાં એજ ભણકારા પડે છે. ખરૂં પૂછે તો અમે રસ્તાપર કંઇ વાતજ નથી કરી.

**મણ્ડન**—વાતજ નથી કરી? તમે તો કહો છો કે રાજકુમારીએ તમને પડાવ લગી જવાનો આગ્રહ કર્યો.

**સત્યવાન્**—(હસીને) એમાં તું શું સમજે? પ્રેમ અવાક્ છે. એ તો નેત્ર પલ્લવીથી વાતો કરે!

**મણ્ડન**—પ્રેમ! પ્રથમ દર્શને પ્રેમ! આતો સાંભળીએ છીએ

ને વાંચીએ છીએ તે ખરૂં છે. અરે પુષ્પધન્વા! તું આંધળા કહેવાય છે છતાં મારા જેવાપર તારાં બાણો ભાગ્યેજ પડતાં હશે!

**સત્યવાન્**—(હસીને) તારા રસશૂન્ય એટલે કાષ્ટવત હૃદયપર કુસુમશરો વાગે તો એ જણાય નહિ!

**મણ્ડન**—ત્યારે શું રાજકુમારી પણ એક કઠિયારા સાથે પ્રેમમાં પડ્યાં છે.

**સત્યવાન્**—ભલા માણસ જ્યાં અંતરના દ્વાર ઉઘડે ત્યાં બાહ્ય સ્વરૂપનો કોણ વિચાર કરવા બેસે છે.

**મણ્ડન**—અરે રામ! લોકો પ્રેમમાં કેમ પડતા હશે તે જોવાની મને બહુ હોંશ હતી. પુસ્તકોમાં વાંચીએ છીએ કે સ્ત્રી લજ્જાવશ બની પૃથ્વી ખણવા માંડે કે પછી પગમાં કાંટો વગાડી, કે પાલવને ઝાંખરામાં ભેરવી, પ્રણયીને જોવાને માટે કંઇને કંઇ બ્હાનાં કહાડે. મને સાથે લઇ ગયા હોત તો આ બધું જોવાનું મળતે.

**સત્યવાન્**—ના, ના, ઉલટો તું નિરાશ થતે કેમકે,

**શિખરિણી.**

ન ખોટી લજ્જાએ અવનત મુખી એહ લલના,<br>
જરા આછું આછું સ્મિત મલકતું દિવ્ય અધરે.<br>
વિરાજે પ્રજ્ઞાના લસલસિત તેજો નયનમાં,<br>
પઢી લેતાં જાણે મમ હૃદયના ગુપ્ત કથનો.

(આઘેથી 'સત્યવાન્! સત્યવાન્!' બુમ સંભળાય છે.)

**સત્યવાન્**—(કાન દઇ) અરે આ તો પિતાજીનો અવાજ. આટલું મોડું થયું એ તો ખબરજ નહિ. બિચારાને શોધવા નીકળવું પડ્યું. ચાલ જલદી આપણે સ્હામે જઇએ.

(જાય છે.)

# અંક બીજો.

## પ્રવેશ પ્હેલો.

સ્થળ રાજમાર્ગ (મદ્ર રાજધાનીનો)

**પ્હેલો પુરવાસી**—અરે સાંભળ્યું કે? કહે છે કે રાજકુમારી સાવિત્રી એક કઠિયારા સાથે લગ્ન કરવા ઇચ્છે છે.

**એક વૃદ્ધ પુરવાસી**—અરે બાવા કળજુગ આવ્યો ત્યાં માણસોની મતિઓ વિપરિત થાય.

**એક જુવાન**—કળજુગમાં તો બુઢ્ઢાઓ બાળકીને પરણશે. કાકા કળજુગ આવ્યો તો તમે શરૂઆત કરોને.

**વૃદ્ધ પુરવાસી**—(મારવા હાથ ઉગામી) વડીલોની મશ્કરી કરવી એ કળજુગ નહિ તો બીજું શું?

**પ્હેલો પુરવાસી**—અરે તમારી મશ્કરી જવા દો ને. આ વાત જો ખરી હોય તો એકલા રાજકુટુંબને તો શું પણ આખા રાજ્યને માટે ભારે દિલગીર થવા જેવું છે.

**એક બ્રાહ્મણ**—અરે હારે પ્રજાથી લગ્નનો લ્હાવો નહિ લેવાય. આપણે તો જાણતા હતા કે રાજકુંવરીના લગ્નમાં કેટલી મજાહ ઉડાવીશું. દરરોજ ભાતભાતનું ખાવાનું મળશે.

**એક વણિક**—અને વળી શરપાવો મળે તે જુદા!

**બીજો પુરવાસી**—એક રડે અન્નને, બીજો રડે ધનને. અલ્યા ખાઉધરા તારા પખાલ જેવા પેટમાં દશ લાડુ ઓછા પડ્યા તેથી પેટ નાનું નહિ થઇ જાય. અને અલ્યા સ્વાર્થી તારી સદાની બંધ કોથળીમાં થોડા પૈસા ઓછા પડ્યા તેથી કોઇને ગેરલાભ નથી.

**બ્રાહ્મણ અને વણિક**—એ તો અમારી જગ્યાએ તમે હો તો અમારી લાગણીની ખબર પડે.

**જુવાન**—ખરી વાત. ખાખરની ખીસકોલી સાકરનો સ્વાદ શું જાણે ? લાડુ તો બ્રાહ્મણજ ખાઇ જાણે;

અનુષ્ટુપ

લાડુ શબ્દ સુણી થાએ, બ્રાહ્મણોની પડાપડ,
વણિકો દ્રવ્યને દેખી દોડાદોડી બહુ કરે.

**પહેલો પુરવાસી**—સીધી વાત કરવા જાઉં છું ત્યાં કંઇને કંઇ આડુંજ નીકળે છે. અરે ભાઇઓ ! સાંભળો આવા ક્ષુલ્લક કારણોનો વિચાર સરખોએ ન્હોતો આવ્યો. રાજ્યને બીજી રીતે બહુ મોટો ગેરલાભ છે.

**બધા**—હેં શું ?

**પહેલો પુરવાસી**—જુઓને મહારાજે સંતાન પ્રાપ્તિને માટે કેટકેટલાં વ્રતો કર્યાં. આખરે બ્રહ્માપત્નિ સાવિત્રીદેવીએ પ્રસન્ન થઇ 'પુત્ર કરતાંએ અધીક નીવડશે' એમ કહી પુત્રીરત્ન આપ્યું. મહારાજે પણ પુત્રને ન કરે એટલું લાલનપાલન કરી એને ઉછેરી. ગયે વર્ષે દેશપર્યટન કરવા મોકલ્યાં કે કુંવરી પોતાની મેળે કોઇ યોગ્ય વર શોધી લે. પુત્ર નહિ તો પૌત્ર રાજ્યગાદીપર આવે એવી મહારાજની ઇચ્છા આજે નષ્ટ થઇ.

**બધાં**—કેમ ?

**પહેલો પુરવાસી**—અલ્યા એટલુંએ નથી સમજતાં કે રાજકુંવરી જો કઠિયારા જોડે પરણે તો એનો પુત્ર આ મહારાજ્યની ગાદી કેમ શોભાવે.

**બીજો પુરવાસી**—ખરેજ ત્યારે મહારાજ તો બહુજ શોક સાગરમાં ડૂબ્યા હશે.

**પહેલો પુરવાસી**—મહારાજને પોતાનો તેમજ પ્રજાના ભવિષ્યનો વિચાર કરી ખેદ થાયજ. સાવિત્રીદેવી જો કઠિયારા સાથે પરણવાની હઠ લે તો પ્રજાહિતને માટે એનો ત્યાગજ કરવો પડે.

**બીજો પુરવાસી**—પ્રજાહિતને માટે રાજા રામચંદ્રે સીતાદેવીનો ત્યાગ કર્યો તો આ તો પુત્રી !

**જુવાન**—અરે એ કઠિયારો તે કેવો છે કે ભલભલા રાજાઓને મુકી કુંવરી એની સાથે લગ્ન કરવા ઇચ્છે છે ?

**બીજો પુરવાસી**—વળી કઠિયારો તે કેવો હોય !

**વૃદ્ધ પુરુષ**—પણ આ વાત ખરી છે કે ખોટી એનું કોણ સાક્ષી !

**પહેલો પુરવાસી**—એટલેજ આપણે રાજદરબારમાં જઇ ખબર કહાડીએ. જો વાત ખરી હશે તો શું પગલાં લેવા તેનો વિચાર કરીશું.

(સર્વે જાય છે.)

—:o:—

## પ્રવેશ બીજો.

સ્થળ—રાજગૃહ.

(સાવિત્રી શણગાર સજતી. સખીઓ એને મદદ કરે છે.)

**માયા**—બ્હેન ! સત્વાનને પરણશો, પછી આ બધા વૈભવનો ત્યાગ કરવો પડશે.

**સાવિત્રી**—(હસીને) નોકરોની ગુલામગિરીમાંથી છૂટી !

**માયા**—એ કઠિયારા સાથે જંગલી જીવન ગાળવું કેમ ગમશે ?

**સાવિત્રી**—જંગલમાં રહેવા માત્રથી જંગલી કહેવાઇએ તો બધા

ઋષિમુનિઓ પણ જંગલીજ ગણાય. સત્યવાન્ ભલે કઠિયારો હોય પણ એના સંસ્કાર તો ભલભલાને પાણી પાય તેવા છે.

**નિપૂણિકા**—માત્ર એને એકજવાર જોવાથી આ ક્યાંથી જાણ્યું ?

**સાવિત્રી**—પહેલા તો મારા આત્માએજ સાક્ષી પુરી. સંસ્કારી આત્મા અસંસ્કાર તરફ ઢળી કેમ શકે ! મારો આત્મા જેના તરફ ખેંચાય તેને હું નીચ કેમ માની શકું ? જો ને કાદવકીચડમાં ઉગે પણ કમળનું ફુલ તે તો કમળનુંજ ફુલ.–

## ગીતિ.

કાદવમાં જન્મેલી, પણ દેવને બહુ વ્હાલી,
શંકર વિષ્ણુ લક્ષ્મી હૈયે રમન્તી પદ્મિની.

એનો વિશાલ ભાલપ્રદેશ, એનો તેજસ્વી મુખપ્રતાપ શું જંગલી અનઘડ આત્મા સૂચવે છે? વળી તને યાદ છે આપણે જંગલમાં ભૂલાં પડ્યાં હતાં ત્યારે આપણે એમને રસ્તો પૂછેલો.. ત્યારે તેંજ એમને 'મહાનુભાવ' કહીને ઉદ્દેશેલા.

**માયા**—ને એમણે હસીને કહ્યું હતું કે 'હું તો ગરીબ કઠિયારો છું.'

**નિપૂણિકા**—એ તો ઠીક બ્હેન, પણ સંસારમાં રહીએ ત્યાં સંસારના નિયમોનું પાલન કરવું જોઇએ.

**સાવિત્રી**—સંસારને એવા નિયમોથી જકડી લીધાથી જીવનનો રસ ને જીવનની નૂતનતા જતાં રહે છે. સંજોગો આવે કેટલીકવાર એવા નિયમો ભાંગવા પણ જોઇએ. બ્રાહ્મણ કન્યા દેવયાની યયાતિ રાજાને પરણી ત્યારે સંસારનો નિયમ કેમ લાગુ ન પડ્યો ?

**માયા**—પણ બ્હેન મહારાજ કદાચિત્ પિતા તરીકે તમને લગ્ન કરવાની પરવાનગી આપે, પણ રાજપિતા તરીકે તો એમને નાજ કહેવી

પડે. આજેજ સહવારે પુરવાસીઓ દરબારમાં આ બાબત ખબર કહાડવા આવ્યા હતા.

**સાવિત્રી**—મહારાજ પિતા તરીકે કે રાજપિતા તરીકે મને અન્ય સાથે પરણવાની તો ફરજ નાજ પાડેને. મારે કયાં માતપિતાની મરજી વિરૂદ્ધ કરવું છે. જો સત્યવાન્ સાથે પરણાવવાની ના કહેશે તો હું અખંડ બ્રહ્મચારિણી રહીશ.

**નિપૂણિકા**—પછી રાજ્યનું શું ? મહારાજને તો એનો પણ વિચાર કરવાનોને? તમારો પુત્ર ગાદીપર બેસે એવી એમની આશા ધૂળધાણી થશે.

**સાવિત્રી**—પ્રેમ વિનાના લગ્ન કરવાં એટલે પ્રેમ વિનાની સંતતી ઉત્પન્ન કરવી. એવા બાળકો પૃથ્વીપર અવતરે તેના કરતાં વસુન્ધરા વાંઝીયણ રહે તે સારી.

[એકાએક અશ્વપતિ રાજા ગભરાટમાં હોય તેમ પ્રવેશ કરે છે. પાછળ રાણી તથા નારદઋષિ આવે છે.]

**રાજા**—સાવિત્રી! સાવિત્રી! કયાં છે?

**સાવિત્રી**—બાપુ! આ રહી. (આગળ આવી નમન કરે છે.)

**રાજા**—જો આ દેવર્ષિ વળી એક નવીન ખબર લાવ્યા છે, એ સાંભળીને તો જરૂર તું તારો વિચાર ફેરવશે.

**સાવિત્રી**—(નારદજીને) ભગવન્! પ્રણામ કરૂં છું.

**નારદ**—વત્સે! સુખી રહે ને તારી મનકામના પૂર્ણ થાવ!

**રાજા**—દેવર્ષિ કહે છે કે સત્યવાન્ અલ્પાયુષી છે. આજથી બરાબર એક વર્ષે એનું મૃત્યુ છે.

**સાવિત્રી**—(ફીક્કી પડી જઈ) ભગવન્! આપના હંમેશના સ્વભાવ પ્રમાણે મારી મશ્કરી તો નથી કરતાને?

**નારદ**—આવી મશ્કરી હજી સુધી કરી નથી.

**સાવિત્રી**—(દુઃખિત સ્વરે) તો પછી વિધિ બળવાન છે, લલાટના લેખ કંઇ મિથ્યા થતા નથી.

**રાજા**—એટલે?

**સાવિત્રી**—બાપુ! મારા નસીબમાંજ વૈધવ્ય લખ્યું હશે તો બીજા સાથે લગ્ન કરવાથી સૌભાગ્ય પ્રાપ્ત થવાનું નથી.

**રાણી**—પણ બેટા જાણીબુઝી ખાડામાં પડવાનું કંઇ કામ?

**સાવિત્રી**—ઇશ્વર ડાહ્યો છે કે મનુષ્યને ભવિષ્ય જાણવાની શક્તિ આપી નથી, નહિતર આપણે એક ડગલું પણ આગળ ભરતાં બ્હીએ.

**રાણી**—પણ વત્સે!—

**વસંત તિલકા.**

સૌભાગ્ય આર્ય અબલા જનનેજ વ્હાલું<br>
જીવિત તું કયમ ધરીશ પતિ વિનાનું.—

**સાવિત્રી.**

પહેરાવી આત્મ વરમાળ શિરેજ જેના<br>
તોડે ન લગ્ન તણી એ શુભ ગ્રંથી આર્યા.

મા! સત્યવાન્ સાથે હું તો પરણી ચુકી છું. એ લગ્ન ફોક કેમ કરૂં? એના મૃત્યુ પછી તો કયાં મારે જીવવું છે?

**નારદ**—સાવિત્રી! તને મરણનો જરાપણ ભય નથી?

**નારદ**—દેવી! એ તો સૃષ્ટિનો ક્રમ છે. પક્ષીઓ પણ પાંખ આવતા પોતપોતાના માળા બાંધવા ઉડી જાય છે.

**રાણી**—મને તો એ મોટી થઇ હોય એમ લાગતુંજ નથી

**મંદા ક્રાન્તા.**

નાની બાલા હરિણુ શિશુ શી કૂદતી યાદ આવે,
મીઠાં હાસ્યો કિલ કિલ હજી કાનમાં ગુંજતાં રે
કાલા કાલા અમરતસમા બોલ બોલી હસાવે
એ તો આજે નિજ ઘર તજી પારકે ઘેર જાયે.

**સાવિત્રી**—(એક બાજુએ) માયા! આ મારો રત્નજડિત હાર તને આપું છું. તારા વૈભવમાં કોઇવાર મને યાદ કરજે.

**માયા**—(રડતાં) બ્હેન! એને તો મારો હૈયાહાર બનાવીશ.

**સાવિત્રી**—નિપૂણિકા! આ મારા હીરાના કંકણો તારૂં સૌભાગ્ય સાચવશે.

**નિપુણિકા**—(ડસકાં ખાતાં) તમારૂં સૌભાગ્ય અખંડ રહે તેની હું અહોનિશ પ્રાર્થના કરીશ.

**રાજા**—ભગવન્—રાણી ખરૂં કહે છે. આના કરતાં અસંતાનિયતનું દુઃખ સારૂં. તપવ્રત કરી દેવને સંતતિ આપવાને ફરજ પાડી તો મારે આ અનુભવવાનું રહ્યું. પારકે ઘેર જવાનું તો તો ઠીક પણ આ તો મૃત્યુનેજ સોંપવાનું.

**નારદ**—રાજન્! તમેજ આમ બોલશો તો રાણીને કોણ સાંત્વન આપશે. (મોટેથી) સાવિત્રી! આપણે જઇશું?

(સાવિત્રી આગળ આવે છે. રાણીને રડતાં જોઇ એને ગળે બાઝી રડે છે.)

**નારદ**—સાવિત્રી! તું આટલી હીમ્મતવાન! આપણે જવામાં ઢીલ થાય છે.

**સાવિત્રી**—( રડતાં ) મા! રજા લઉં છું. તારા અનહદ ઉપકારો સંભારી સંભારી મારો સ્વાર્થ આગળ તરી આવે છે ને એક ડગલું એ ઉપાડાતું નથી.

**રાણી**—વત્સે! સ્ત્રીઓનું નસીબજ એવું. યુવાન વયે માતા તજવાની. મોટપણે પુત્રીને છોડવાની.

**નારદ**—( સ્વગત ) ખરેજ ઇશ્વર! તારો કેટલો અન્યાય.

**વસંત તિલકા.**

અન્યાય તેં બહુ કીધો પ્રભુ નારીને હે
શા શા દુઃખો શિરપરે પ્રભુ લાદીયાં તે
એ સંકટો સહી સહી ઘટી શક્તિ એની
આખરે નારી સબળા, અબળા બની છે.

**સાવિત્રી**—(પગે પડી) મા! જાઉં છું.

**રાણી**—પુત્રીના કલ્યાણુ સિવાય માની બીજી શી આશિષ હોય.

(મસ્તકે હાથ મુકી ભેટે છે.)

**સાવત્રી**—(રાજાને) બાપુ! તમારો આશિર્વાદ માગું છું. (પગે લાગે છે.)

**રાજા**—વત્સે!

### શાર્દુલ વિક્રિડિત.

પાળીપોષી તને બહુ જતનથી, દીધું રૂડું જ્ઞાનરે
તારા સૌ અભિલાષ પુરણ કર્યાં, દૂભ્યું ન તારૂં મન
તારા ભાવિ વિષે વિચાર કરતાં, પ્રેમે બની અંધરે
જાણ્યું આજ ન ભાવિ સંતતીતણું માતા પિતા હાથરે.

વત્સે ! તારૂં ભવિષ્ય તારે હાથે ઘડી લે છે. હું શું આશિષ આપું ?

સાવિત્રી—બાપુ ! વડિલોના આશિર્વાદ બાળકના પૂણ્ય સંચયમાં વધારો કરે છે. આપની શુભેચ્છા બસ છે.

રાજા—વત્સે ! વિધિ તારાપર પ્રસન્ન રહે.

### અનુષ્ટુપ.

લલાટે કો લખ્યું ભૂસે બ્રહ્મા વિના સમર્થ છે,
વિધાતા સાહ્ય થાજો ને પૂર્ણ થાજો મનોરથો.
(સાવિત્રી પગે લાગે છે. નારદ ઋષિની પાછળ
બાહાર જાય છે. રાણી શોક સાગરમાં ડૂબે છે.
ગમગીન રાજા જનારાની પાછળ જોઇ રહે છે.)



# અંક ત્રીજો.

## પ્રવેશ પહેલો.

[સ્થળ ગૌતમ ઋષિના તપોવનમાં. ઋષિ અને વૃદ્ધ તાપસી વાતો કરતાં જણાય છે.]

**વૃદ્ધ તાપસી**—ભગવન્! સાવિત્રી તો જુલમ કરે છે. એને કંઇ કહો તો સારૂં.

**ઋષિ**—(હસીને): શું સાવિત્રીએ કોઇનો અપરાધ કર્યો છે? કોઇ આશ્રમવાસીનું અપમાન કર્યું છે?

**વૃદ્ધ તાપસી**—ના, ના, ભગવન્! એવી ફરીયાદ નથી. સાવિત્રી તો આશ્રમવાસીઓનાં હૃદયની અધિષ્ઠાત્રી બની છે. ખરેજ શરૂઆતમાં તો મને લાગતું હતું કે રાજકુમારી તરીકે જેણે આટલા સુખ વૈભવ ભોગવ્યા છે તેનાથી અહીં કેમ રહેવાશે.

**ઋષિ**—રાજકુમારી તો ખરી કેળવણીથી અલંકૃત છે. કાલે ઉઠીને એ રાણી થાય તો રાજ્ઞીપદ પણ દીપાવે. સંજોગો પ્રમાણે જીવન ગોઠવવું એજ ખરી કેળવણી. પણ ત્યારે શેની ફરીયાદ છે?

**વૃદ્ધ તાપસી**—એણે તો કંઇ અઘરૂં વ્રત આદર્યું છે. બે દિવસથી તો સખ્ત ઉપવાસ કરે છે. એને સમજાવું તો કહે છે કે આવતી કાલે ચંદ્રગ્રહણ છે પછી મારા વ્રતની પૂર્ણાહુતિ છે, પછી ઉપવાસ છોડીશ. આવાં કઠીન વ્રતો તો તાપસોને પણ અઘરાં, તમે કંઇ સમજાવો તો સારૂં (રડવા જેવી થઇને) એની માતા છાની છાની ખબર પૂછાવે છે તેને હું શું જવાબ દઇશ.

**ઋષિ**—(ગંભીર થઈને) મહદ્ કાર્યને માટે તો મહાન તૈયારીજ જોઈએ. ને સાવિત્રીએ તો મહાયજ્ઞ આરંભ્યો છે.

**વૃદ્ધ તાપસી**—ખરેખર! આપ તો ત્રિકાળજ્ઞાની એટલે ખબર હોય!

**ઋષિ**—વિધિના લેખ પ્રમાણે સત્યવાન્નું આવરદા આવતી કાલે સમાપ્ત થશે. સાવિત્રીએ વિધ સામે યુદ્ધની તૈયારી આદરી છે.

**વૃદ્ધ તાપસી**—ભગવન્! એ તો નાદાની.

**ઋષિ**—એમ માનવું એજ મનુષ્યની નાદાની છે. છઠ્ઠીના લેખ મિથ્યા ન થાય એમ માની માથે હાથ દઈ બેસી રહેવું એ કાયર પુરૂષનું કામ છે. વિધિના સામે જંગ મચાવવો એ ખરો પુરૂષાર્થ છે. સત્યાગ્રહથી તો દેવો પણ હારે.

**વૃદ્ધ તાપસી**—સત્યવાન્ને આ વાતની ખબર છે?

**ઋષિ**—જરા પણ નહિ, એને ખબર હોત તો લગ્નજ કેમ કરત.

(આઘેથી સત્યવાન્–સાવિત્રી આનંદથી વાતો કરતાં આવે છે.)

**વૃદ્ધ તાપસી**—(ઉમળકાથી) શી પ્રેમગોષ્ટી કરતાં આવે છે. બન્નેના મ્હોં પર કેવો આનંદ છે. હાય! હાય! કાળ તો માથે ઝઝુમે છે. છતાં સાવિત્રીના મ્હોં પરથી તો લાગે પણ નહિ. એનું હૃદય કેટલુંએ રડતું હશે.

**ઋષિ**—સ્રીના અંતરના ભાવો કોણ જાણી શકે?

**શિખરિણી.**

વહે નેત્રો વાટે કદી હૃદય આનંદ ઝરણું
કદી હાસ્યો એના વ્યથિત મનના તિમ પડઘા
રડે શાને એ તો? હસતી વળી શાને! જગતમાં
નહિ નારી કેરૂં હૃદય કદી જાણે અવર તો.

(બન્ને જાય છે. સત્યવાન્ સાવિત્રી આવે છે.)

**સત્યવાન્**—(હસીને) દેવી! આજે તો સાંભળ્યું છે કે કંઈ અદ્ભૂત સમારંભ માંડયો છે? આ તપજડ વનવાસીઓના હૃદયમાં ઠીક ઉથલપાથલ મચાવી છે.

**સાવિત્રી**—કાલે પૂર્ણિમાએ તો ગ્રહણ છે. એટલે આ નિષ્કલંક ચાંદરણાનો આજે લાભ લેવાનો વિચાર કર્યો છે. (સ્વગત) કાલે શું થશે તે કોણ જાણે છે. દુનિયામાં હઈશું કે નહિ. હે ઈશ્વર! મારી લાજ રાખજે.

**સત્યવાન્**—(જરા દિલગીરી ભરેલે અવાજે) પણ આ ઉત્સવ પ્રસંગે આ આકરા ઉપવાસ શેના?

**સાવિત્રી**—(હસીને) અરે મારા કાષ્ઠહારી રાજ! લગભગ આખું વર્ષ ધીરજ રાખી તો એક દિવસ તો વધારે રાખો. કાલે મારૂં વ્રત પુરૂં થશે પછી એનું રહસ્ય સમજાવીશ.

**સત્યવાન**—કાલ કયારે પડશે તેની મને તો અધીરાઈ આવી છે.

**સાવિત્રી**—(સ્વગત) મને તો થાય છે કે કાલ પડેજ નહિ.

(ઋષિ બાળકો બાળિકાઓ ફુલથી શણગારાયલાં
ગાતાં ગાતાં પ્રવેશ કરે છે.)

(રૂડી શરદ પુનેમની રાતરે સુંદર વેણુ વાગે એ રાગ.)

અમે સૃષ્ટિતણા અણમોલરે મીઠડાં ફુલડાં હો ફુલડાં હો
અમે બ્હેલાવીએ જન ચિત્તરે મીઠડાં ફુલડાં હો ફુલડાં હો.

(બે ત્રણ બાળિકાઓ કેતકીથી શણગારાયલી આગળ આવીને.)

કેતકી છું હું કામિની, મુજ ગુણમાં એક સુવાસ
કાંટાવાળી છું છતાં, લોક કરે મુજ આશ.

લોકો કરે છે મારી આશરે કામિની કેતકી હું કેતકી હું,
બધાં—અમે સૃષ્ટિતણાં અણુમોલરે મીઠડાં ફુલડાં હો ફુલડાં હો. ૧.

(બકુલથી સુશોભિત બે ત્રણ બાળકો.)

નાનું હું કોડામણું બકુલ છે મુજ નામ.
જગની નજરે ના ચઢું પણ ચ્હાહે લોક તમામ.
મને ચ્હાહે છે લોક તમામરે કોડીલું ફુલડું હું ફુલડું હું,
બધાં—અમે સૃષ્ટિતણાં.................................... ૨.

(ચંપાથી શણગારાયલી બાળિકાઓ )

ચંપા છું સોહામણી, રૂપ રંગને વળી વાસ
દેખી મુખ પ્રતાપને રસચોર ન આવે પાસ
રસચોર ન આવે પાસરે માનિની ચંપા હું ચંપા હું.
બધાં—અમે સૃષ્ટિ .................................... ૩.

(પરિજાત પ્હેરીને બાળકો)

પારિજાત હું પૃથ્વીને, અર્પું દિવ્ય સુવાસ
જીવન મારૂં ટુંકડું સ્વર્ગે છે મમ વાસ.
હાંરે સ્વર્ગે છે મારો વાસરે દેવનું ફુલડું હું ફુલડું હું,
બધાં—અમે સૃષ્ટિ .................................... ૪.

(કમળથી વિભૂષિત બાળિકાઓ )

કમલિની એ સૌ પુષ્પની રાણી શ્રેષ્ટ ગણાય
મારા શીતલ સ્પર્શથી અનેક દુઃખ હણાય.
હાંરે અનેક દુઃખ હણાયરે પુષ્પની રાણી હું રાણી હું,
બધાં—અમે સૃષ્ટિતણાં .................................... ૫.

**સાવિત્રી**—તમે બધાં ઉત્સવ માટે તૈયાર પણ થઇ આવ્યાં ?

**બાળક**—દેવી ! બધું તૈયાર થઇ ગયું છે. હવે આપનીજ વાર છે.

**સત્યવાન્**—(સાવિત્રીને) તમે બધાં જતાં થાઓ. હું અહીં મણ્ડનની રાહ જોઉં છું. અમે સાથે આવી પ્હોંચીશું.

(સાવિત્રી તથા બાળકો જાય છે.)

આજ મણ્ડને શત્રુના ખબર લાવવાનું કહ્યું હતું. મને આજ ઠેકાણે મળવા કહ્યું હતું. હવે તો આવતો હશે. (આમ તેમ ફરે છે.)

સાવિત્રીએ આવું અસિધારા વ્રત શેને માટે લીધું હશે ? ખરેખર આ એક વર્ષનું કઠિન બ્રહ્મચર્ય—એજ પાળી શકે ! શું કઠિયારા સાથે લગ્ન કર્યાં તેના પ્રાયશ્ચિતરૂપે તો આ નહિ હોય ? (હસીને) ના ના એમ તો ના હોય, કાલે વ્રત પુરૂં થશે એમ કહે છે. એટલે કંઇ બીજુંજ કારણ હશે. ગમે તેમ હોય પણ મારો ઇતિહાસ તો હું એને કહી દઇશ. કઠિયારો છું એ ભ્રમમાં તો હવે નહિજ રાખું.

(મણ્ડન આવે છે.)

**મણ્ડન**—જય જય દેવ ! ખબર સારા છે.

**સત્યવાન્**—ઇશ્વરનો પાડ.

**મણ્ડન**—આપની રૈયત તો શત્રુથી બહુજ કંટાળી ગઇ છે. ચાલતે દહાડે કોઇ સ્વહસ્તે એને સ્વધામ પ્હોંચાડે તો નવાઇ નહિ. દ્યુમત્સેન રાજાને પાછા બોલાવવા બધા અધીરા થઇ ગયા છે. પણ એક વાતની હવે વિશેષ કાળજી રાખવાની જરૂર છે.

**સત્યવાન્**—કેમ શેને માટે ?

**મણ્ડન**—શત્રુ જાતેજ આટલામાં આવી પ્હોંચ્યા છે. એને વ્હેમ

ગયો છે કે આપણે અહીં છીએ. આ ગૌતમ ઋષિના તપોવનમાં તો આવવાની હિમ્મત નહિ કરે, પણ આપણે જરા સંભાળવું જોઇએ.

**સત્યવાન્**—અરે રામ! ક્યાં લગી આ ઢોંગમાં રહેવું. આમ તેમ કંઇ નિવેડો આવી જાય તોએ સારૂં.

**મણ્ડન**—સાવિત્રીદેવીને આ ભય જણાવવો જોઇએ.

**સત્યવાન્**—(હસીને) એ તો હજી જાણે છે કે હું કઠિયારો છું.

**મણ્ડન**—(નવાઇ પામતો હોય તેમ) ખરેખર! શું તમે એને કંઇજ કહ્યું નથી.

**સત્યવાન્**—મારી તો ઘણીએ કહેવાની ઇચ્છા હતી પણ એણેજ ના કહ્યું.

**મણ્ડન**—એ તો માનીજ કેમ શકાય? સ્ત્રીની જીજ્ઞાસાની તો અવધી, ન જાણવાની વાત પણ જાણવાનું મન! બીજાના પેટમાંથી વાત કહડાવવી ને પોતાના પેટમાં ટકે નહિ! આપણે જ્યારે શરૂઆતમાં અહીં આવ્યા ત્યારે આમાંની કેટલીક તાપસીઓએ જે પ્રશ્નાવલિની પરંપરાથી મને ઘાયલ કર્યો છે તે ઇશ્વરજ જાણે. આ તો કંઇ નવુંજ, તમે કહેતા હો તો એ અટકાવે!

**સત્યવાન્**—(હસીને) મિત્ર! તારા અનુભવ તો સાધારણ સ્ત્રીઓના લાગે છે. મને કહેવાની ના કહે છે તે એમ કહીને કે 'જ્યાં લગી મારા વ્રતનો ભેદ કહી ના શકું ત્યાં લગી તમારો ભેદ જાણવાને મને હક નથી!' તું સ્ત્રીઓને ચડસીલી કહે છે, પણ મને તો એના વ્રતનો ભેદ જાણવાની એટલી તલપાપડ થઇ છે કે ન પુછો વાત.

**મણ્ડન**—તમને કહેવાની મનાઇ હોય તો ભરમ મારેજ ફોડવો પડશે.

(બે ત્રણ બાળકો આવે છે)

**બાળકો**—આપને કેટલી વાર છે એમ દેવી પૂછાવે છે.

**સત્યવાન્**—મણ્ડન ! આજે તો મોટો ઉત્સવ છે. તારે પણ એમાં ભાગ ભજવવાનો છે.

**મણ્ડન**—મિષ્ટાન્ન તો મળશે ને ?

( જાય છે. )

---

## પ્રવેશ બીજો.

[ સ્થળ–પ્રથમ અંકનું સ્થાન. પૂર્ણચંદ્ર આકાશમાં મહાલતો. સૃષ્ટિ શાન્ત છે. આકાશમાં છૂટી છવાઇ કાળી વાદળીઓ. વર્ષાની ફોરંમાં તરત ન્હાઇ ઉઠેલી પૃથ્વી ભીની જણાય છે. સત્યવાન્ ને સાવિત્રી આવે છે.]

**સાવિત્રી**—(કરગરતા અવાજે) દેવ ! હવે અહીંથી દૂર ન જશો. આ જલાશયને કીનારેજ બેસીએ.

**સત્યવાન્**—( આસપાસ જોઇ ) આ તો આપણું પ્રિયતમ સ્થાન. યાદ આવે છે? અને

### વસંત તિલકા.

જો આ જલાશય દીસે બહુ શાંત નીરૂં
છે આરસી પ્રભુની સુંદરતાજ જોવા
તારાની છાંયથી મનોહર હોય નીલું
રૂપેરી છાંટથી દીસે પટ એ ભરેલું

**સાવિત્રી**—( નીસાસો નાંખી ) કોને યાદ ન આવે ?

**સત્યવાન્**—આપણો પ્રથમ મેળાપ. અબોલ છતાંએ આપણાં

-નયનોએ શી શી ગોષ્ટી કરી નાંખી હતી ! ને તેં મને કઠિયારોજ ધારેલો ?

સાવિત્રી—(હસીને) મારૂં હૃદય તો તમને કોઇ દિવસ કઠિયારા માનતુંજ ન્હોતું.

સત્યવાન્—(હેતથી સાવિત્રીનું મુખ ઉચું કરી, હસીને) પણ ક્યાં તે વખતની બહાદુર શસ્ત્રધારિણી સાવિત્રી ને ક્યાં આજની બ્હીકણ સાવિત્રી.

સાવિત્રી—(મંદ ફીકકું હસી) દેવ ! પ્રેમ મનુષ્ય માત્રને દુર્બલ બનાવે છે.

સત્યવાન્—પણ કંઇ પણ ભય વિના શેની બ્હીક ? મણ્ડનની વાત સાંભળીને દુશ્મનની તો બ્હીક નથી ને ?

સાવિત્રી—એવા ભયને માટે બ્હીક રાખવી એ ક્ષત્રીયાણીને ના શોભે.

સત્યવાન્—(હસીને) ત્યારે આજે મને ઘરમાં કેમ પૂરી રાખ્યો ? અને અત્યારે મહા પરાણે બ્હાર જવાની રજા આપી તે પણ સાથે આવવાની શરતે ?

સાવિત્રી—(મંદ વ્યથિત સ્વરે) જુઓને આજે તો સૃષ્ટિ પણ સવારની આંસુ સારી રહી હતી. આકાશનું મુખ પણ કેટલું શોકમલિન ! ચંદ્રનું હાસ્ય પણ કેટલું ફીકકું !

સત્યવાન્—કદાચ આજે ગ્રહણ છે માટે ! એ બધી ભ્રમણા, એ બધા વ્હેમ નબળા મનની નિશાની. આ વ્રતો ને ઉપવાસો કરી, શરીર સાથે મનને પણ દુર્બળ કરી નાંખ્યું છે ! (ઘણાજ હેત ભરેલા અવાજે) સાવિત્રી ! આ બધું શેને માટે ?

**સાવિત્રી**—(વાત ઉડાવતાં હસીને) હજી મારૂં વ્રત તો પુરૂં થવા દો. (સ્વગત) અરે પ્રભુ! કેમ થશે!

**સત્યવાન્**—(આળસ મરડતાં) આખો દિવસ ઘરમાં ભરાઇ રહેવાથી મને આજે આળસનો નિશો ચઢયો છે. એવી ઉંઘ આવે છે કે ન પુછો વાત.

**સાવિત્રી**—(જરા ગભરાઇ) ત્યારે ચાલો આપણે પાછાં ફરીયે.

**સત્યવાન્**—ના, ના! હવે તો અહીં રહીનેજ ચંદ્રગ્રહણ જોઇશું. લગભગ તૈયારી છે. (સાવિત્રીના ખોળામાં માથું મુકી સુવે છે.) તારૂં પ્રિય ગીત ગા ને જો ગ્રહણ થતાં પહેલાં ઉંઘ આવી જાય તો ઉઠાડજે.

**સાવિત્રી**—(એને માથે હાથ ફેરવતાં ફેરવતાં ગાય છે.)

(રાગ. **દરબારી કહાનડો.**)

જીવનના શા રંગ રે પ્રભુ કોઇ ન પામે
ઘડીમાં બનતા રાય જગતના
ઘડીમાં તો બને રંક રે—પ્રભુ કોઇ ન પામે જીવનના
આપ્યું પાછું શાને લઇ લે
બાલિકના શા ઢંગ રે—પ્રભુ.

(સત્યવાન્ નિદ્રાવશ થાય છે.)

**સાવિત્રી**—(નીસાસો નાંખી) રે પ્રભુ! આજ દિવસ કેટલો લાંબો કર્યો ને રાત પણ કીડીના વેગે ચાલે છે! (આકાશ તરફ જોઇ) આ ચંદ્ર હસે છે. માનવીઓ છો રડતાં—માનવીઓ છો મરતાં એને કંઇ છે? અને આ રજની શી નફટાઇથી મહાલે છે. થોડી ક્ષણમાં તો એનો હૃદયનાથ રાહુના વિકાળ મ્હોંમાં અલોપ થઇ જશે. (થોડીવાર

વિચારી) ખરેજ પણ એને તો પળનોજ વિયોગ. એને કયાં મારા જેવું દુઃખ છે. ના પણ સત્યવાન્ વિના મારે કયાં જીવવું છે. પરલોકમાં તો મળીશું,–કદાચ નારદજીનું કહેવું ખોટું હોય તો? (હસીને) આશા! હતાશને પણ ઉત્તેજીત કરનારી આશા! આશા ને પ્રેમ રૂપી ગુરૂત્વાકર્ષણ શકિત ના હોત તો, તો પ્રભુ! તારૂં જગત ઉથલપાથલ થઇ જાત. આવા દુઃખી સંસારમાં રહેતજ કોણ?

**ઉપજાતિ.**

આશા અને પ્રેમ શી આશિષો તેં
સુધા સમી માનવ કાજ કીધી
ભગ્નાશ ઉત્તેજીત થાય એથી
એના પ્રતાપે જગ જીવતું છે

પરલોકમાં મળવાની આશા! અરે પ્રભુ! એ તારી કૃતિ છે કે માયાનું આશ્વાસન? મૃત્યુ પછી શું થશે તે કોણ જાણે છે! પરલોક હશે કે કેમ? આ સંદેહ કોણ ટાળે?

(ધીમે ધીમે ગાય છે.)

(રાગ, **પીલું ઠુમરી.**)

હે મનવા રામ નામ તું સ્મરી લે (૨)
ભવ અટવિમાં પન્થ ન સુઝે
હરિ વિના કોણ આરો હમારે—હે મનવા.
નૌકા મારી ઝોલે ચઢી છે
હરિ વિના કોણ પારે ઉતારે—હે મનવા.

(આકાશમાં એકદમ અંધકાર છવાય છે. ચંદ્રપર કાળો પડછાયો

પડે છે. સાવિત્રી સત્યવાનને ઉઠાડવા જાય છે ત્યાં એક સૌમ્ય મૂર્તિ સ્હામે ઉભેલી દેખાય છે. સાવિત્રી ગભરાય છે ને સત્યવાનને જલદી ઉઠાડવા હાથ લાંબો કરે છે. મૂર્તિ અટકાવે છે.)

**સૌમ્ય મૂર્તિ**—(ગંભીર અવાજે) એને નહિ ઉઠાડવામાંજ ફાયદો છે.

**સાવિત્રી**—(ભયભીત સ્વરે) આપ કોણ છો ?

**સૌ. મૂ.**—(મન્દ હસીને) જગતને માયાવી નિદ્રામાંથી જગાડનાર જાદુગર, હું યમરાજ છું.

**સાવિત્રી**—ભગવાન્! આપને મારા નમસ્કાર. જગત તો આપને જૂદું કલ્પે છે. મહિષ વાહનવાળા, રાત્રી જેવા કાળા, રૂદ્ર સ્વરૂપ એટલે મેં ઓળખ્યા નહિ તો ક્ષમા કરશો.

**યમરાજ**—દેવને જેવા કલ્પો તેવા દેખાય. જેને મૃત્યુનો ભય નથી તેને હું સૌમ્ય સ્વરૂપજ દેખાઉં છું.

(સાવિત્રી સત્યવાનનું મસ્તક નીચે મુકી યમરાજ પાસે આવી એના ચરણ પકડે છે.)

**સાવિત્રી**—દેવ! આપ સત્યવાનને લેવા આવ્યા છો?

**યમરાજ**—માનવ આત્માને દેહપિંજરમાંથી મુકત કરવા એ મારૂં કર્તવ્ય છે.

**સાવિત્રી**—દેવ! આત્મા તો જીર્ણ દેહનો ત્યાગ કરે છે. સત્યવાન્ તો હજી ઉગતી યુવાવસ્થામાં છે. જીવનની કંઇ કંઇ આશાઓ હજી પૂર્ણ કરવાની છે. કંઇ કંઇ ઉમેદો હાંસલ કરવાની છે. શા શા કાર્યો કરવા એણે ધાર્યાં છે. દેવ! આ આત્માના બાળકો જન્મ્યા પહેલાંજ એને આપ કચડી નાંખશો?

**યમરાજ**—વત્સે! મનુષ્યોની ઉમેદોનો કંઇ અંત છે? સ્વપ્નાઓ જોવાં, હવાઇ કીલ્લાઓ બાંધવા એજ એમનું જીવન છે. એ વ્યપાર તો જીંદગીના છેડા લગી ચાલ્યાંજ કરે છે. એ સ્વપ્નાઓ તાદ્રશ થાય પછીજ એમનું આવરદા પુરૂં કરવું એવો નિશ્ચય કરીએ તો મનુષ્યો યાવત્ચંદ્ર દિવા કરૌ બને. વત્સે! ખરા ભાગ્યશાળીજ પોતાના મનોરથો પૂર્ણ થતા જુએ.

**સાવિત્રી**—દેવ! સત્યવાન્‌ને બદલે આપ મને લઇ જાઓ તો.

**યમરાજ**—એકને બદલે બીજાને લઇ જવાથી નિયમનો ભંગ થાય. મનુષ્યોને માટે નિયમો છે તેવા દેવોને માટે પણ છે.

**સાવિત્રી**—દેવ! આપના નિયમમાં અપવાદને સ્થાન નથી? શું યંત્રની માફક વર્તો છો? મનુષ્યોય સારા કે વખત આવે નિયમનો પણ ભંગ કરી શકે છે.

**યમરાજ**—(હસીને) નિયમનો ભંગ કરવો એ પ્રસંગ ઉપર આધાર રાખે છે.

**સાવિત્રી**—દેવ! સત્યવાન્‌ને લઇ જવાથી આપ એક પ્રહારે ચાર જણનો વધ કરશો. મારા અંધ સાસુસસરા, એમની સેવા કોણ કરશે? રાજપાટ વિનાના થયાં પણ પુત્રની આશાએ જીવ્યાં દેવ! એ આશા જતાં એમનું કોણ? એ ટળવળી પ્રાણ છોડશે. આપ એમના ઘાતક થશો?

**યમરાજ**—(ગંભીર થઇને) અરે કલ્યાણી! તને એ બાબતનો ભય હોય તો એ રાજદંપતિ એમના ચક્ષુ પુનઃ મેળવશે, રાજ સંપત્તિ પુનઃ મેળવશે. રાજ્યની ખાતર તો જીવશે ને?

**સાવિત્રી**—દેવ! આપની કૃપા. પરંતુ મારા માતપિતાનું શું?

અનેક વ્રતો કરી પુત્રી રૂપી ફળ મેળવ્યું. એને પ્રાણ રૂપ ઉછેરી-તેનેજ શોકમાં દટાયેલી જોતાં એ કેમ જીવી શકશે? દેવ! મારી માતા તો પુત્રીનું દુઃખ જોઇ પ્રાણ છોડશે. આપ એમના પણ ઘાતક થશો?

**યમરાજ**—વત્સે! તારા પૂણ્ય બળે તારા માતપિતાને ત્યાં અનેક પુત્રો ઉત્પન્ન થશે. પુત્રોને ઉછેરવામાં પુત્રીનું દુઃખ ભૂલશે.

**સાવિત્રી**—દેવ! આપે તો વગર માંગ્યા વરદાન આપ્યાં તેથી જેટલો ઉપકાર માનું એટલો ઓછો. આપ સુખેથી સત્યવાનને લઇ જાઓ. હું પણ નિરાંતે મરીશ.

**યમરાજ**—વત્સે! સત્યવાન્ સિવાય તને જીવનમાં બીજી આશા નથી?

**સાવિત્રી**—(શોકગ્રસ્ત) બીજી શી આશા હોય?

**યમરાજ**—વત્સે! જીવન વિશાળ છે. તું યુવાન છે. સમય શોકને ભૂલાવે છે. જે જગત આજે વેરાન લાગે છે. ત્યાં કાળ જતાં નવા અંકુરો ફુટી ફુલવાડીઓએ ઉગે. વત્સે! મૃત્યુનો મોહ શા માટે કરે છે? જગતમાં રહી મનુષ્યો કેટલાએ સદ્કૃત્યો કરી શકે.

**સાવિત્રી**—દેવ! જગત તો મિથ્યા છે.

**યમરાજ**—(હસીને) જળમાં રહેતું માછલું જેમ પાણીનો તીરસ્કાર કરે તેમ મનુષ્યો જગતને ધીકકારે છે. જગત એ તો માનવીનું જીવન છે. એને માયા ભલે કહો પણ મિથ્યા નહિ, પુરૂષને પ્રકૃતિ તેમ ઇશ્વરને માયા. વત્સે! માયામાં અંધ બની ઇશ્વરને ન ભૂલો પણ માયા ઇશ્વરની ગણી જગતનો અનાદર પણ ન કરો. જગતમાં પણ ઇશ્વરનુંજ સૌંદર્ય ભર્યું છે. શું જીવનનો તીરસ્કાર કરી મૃત્યુના કાળમુખમાં આવવું પસંદ કરશો?

**સાવિત્રી**—દેવ! સત્યવાન્ વિના જીવવું એ મારે મન મૃત્યુ સમાન છે. મને પણ સાથે લઇ જવાથી આપ મને જીવિતદાન આપશો.

**યમરાજ**—શું તારો નિશ્ચય નહિજ ફરે? ધન, સંપત્તિ અનેક વૈભવો આપી તને જગતમાં રહેવાને લલચાવી શકું તેમ નથી!

**સાવિત્રી**—(ડોકું ધુણાવી) દેવ! મારે એકજ વરદાન જોઇએ છીએ તે આપ આપી શકો તેમ નથી.

**યમરાજ**—દેવી! તારી અચળતા જોઇ હું પ્રસન્ન થયો છું. સત્યવાનના જીવન સિવાય જે માંગવું હોય તે સુખેથી માંગ.

**સાવિત્રી**—(હાથ જોડી) દેવ! સત્યવાનથી મને સંતાન થાય એજ મારી વિનંતી છે.

**યમરાજ**—(કાને હાથ દઇ) અરેરે! આ શું માંગ્યું! દેવી! તારી બુદ્ધિએ મને મ્હાત કર્યો. દેવનું વચન મિથ્યા ન થાય. તથાસ્તુ. (અંતર્ધ્યાન થાય છે.) શ્રમિત સાવિત્રી અચેતન સત્યવાન્ના શરીરપર ઢળી પડે છે, સત્યવાન્ એકદમ ઝબકીને ઉઠે છે. સાવિત્રીને બેહોશ જોઇ શુદ્ધિમાં લાવવા પ્રયત્ન કરે છે. જળાશયમાંથી પાણી લાવી એના મ્હોં પર છાંટે છે.)

**સત્યવાન્**—અરેરે! હું કેવો સ્વાર્થી, બિચારી ઉપવાસથી શ્રમિત થયલી. તેને આરામ આપવાને બદલે હુંજ સુતો.

(સાવિત્રી થોડી વારે આંખ ઉઘાડે છે.)

**સાવિત્રી**—(આસપાસ જોઇ) ગયા?

**સત્યવાન્**—(એનું માથું ખોળામાં લઇ) હું તો અહીંજ છું.

**સાવિત્રી**—તમે નહિ.

સત્યવાન્—ત્યારે.

સાવિત્રી—યમરાજ.

સત્યવાન્—(એ શું કહે છે તે નહિ સમજી શકવાથી) સાવિત્રી તું શુદ્ધિમાં છે.

સાવિત્રી—(હસીને) પૂર્ણ શુદ્ધિમાં છું. દેવ! ઇશ્વરનો પાડ માનો કે તમને બચાવ્યા. (બધી હકીકત કહે છે.)

સત્યવાન્—(ગળગળો થઇ) ઇશ્વરનો પાડ કે દેવી! ત્હારો પાડ.

સાવિત્રી—દેવ! મેં તો મારા સ્વાર્થ ખાતરજ કર્યું છે. ઉપકાર તો ઇશ્વરનોજ માનવાનો.

સત્યવાન્—ના, ના, પુરૂષ પ્રયત્ન હોય તોજ દેવ કંઇ કરી શકે માટે તારો તો પહેલોજ ઉપકાર.

સાવિત્રી-(હસીને) એ તકરાર જવા દો ને ચાલો ઘર તરફ, માતપિતા રાહ જોતાં હશે.

સત્યવાન્—આવી સ્થિતિમાં તારાથી હમણાંને હમણાં ઘેર જવાયજ નહિ. આજની રાત અહીંજ આરામ લે. (એનું માથું હેતથી દબાવી) દેવી! તારા ઉપવાસ વ્રતોથી અમિત મ્હોંપર પણ અવર્ણનીય આનંદ દેખાય છે.

સાવિત્રી—જુઓને નિશાપતિ પણ પુનર્જીવન મળતાં કેવો મસ્ત જણાય છે.

સત્યવાન્—તારે કેટલાં કષ્ટો મારી ખાતર ભોગવવા પડ્યાં! આ વ્રતો ને આ ઉપવાસો!

**સાવિત્રી**—એ વ્રતો ન કર્યાં હોત તો યમરાજાને જોવાની શક્તિ મારામાં નહોત, તો એની સાથે બોલવાની તો ક્યાંથીજ !

**સત્યવાન્**—અને એ ચિન્તામાં એક વર્ષ વિતાડવું ! દેવી ! તને માનુષી કેમ કહેવાય !

**સાવિત્રી**—( હસીને ) હું માનુષી છું એ સિદ્ધ કરવું હોય તો થોડા વનફળ લાવો. પછી જો જો; મારો ઉપવાસ કેમ ભાગું છું.

**સત્યવાન્**—( ઉઠીને ) હું વનફળ લેવા જાઉ છું. આપણે મોટા ઉત્સવથી તારા વ્રતની પૂર્ણાહુતિ કરીશું.

( સત્યવાન્ જાય છે ) પડદો પડે છે.

---

## પ્રવેશ ત્રીજો.

( બીજે દિવસે પ્રભાતે એક તરફ ચંદ્ર અસ્ત થાય છે. બીજી તરફ સૂર્યનો ઉદય. સાવિત્રી ને સત્યવાન્ જળાશયને કીનારે હસ્તમાં હસ્ત રાખી આ કૂદરતનું દૃષ્ય જોઇ રહ્યાં છે ).

**સત્યવાન્**—અસ્ત અને ઉદય એ સૃષ્ટિનો ક્રમ ગણાય છે. પરંતુ જગત વ્યોમમાંથી અસ્ત થતા મનુષ્ય રૂપી તારલાનો ફરી ઉદય નથીજ. મારે નસીબે તો એ ઉદય પણ ભોગવવાનો (સાવિત્રી તરફ સપ્રેમ જોઇ) દેવી ! તારાજ પુણ્ય બળથી.

**સાવિત્રી**—દેવ ! આજે આપણું જીવન પ્રભાત ઉગે છે એને પ્રેમથી વધાવીએ.

( બન્ને જણાં હસ્ત જોડી ગાય છે. )

**રાગ આશા.**

મંગલમય પરમ જ્યોત જો પ્રગટે પ્રાચી
ઉષાના પુનિત પાય, કંકુવર્ણુ પૂર્વ માંહ્ય.
દિપ્તિમંત વ્યોમ કાય, પ્રણમું શિષ નામી—મંગલ.
સુપ્રભાત ઉદિત ભયો, જીવનનો આરંભ થયો.
અંધકાર ગર્વ ગયો, પ્રણમું તમસારિ—મંગલ.

(ત્યાં ' સત્યવાન્ સત્યવાન્ 'ના ઘોષથી જંગલ ગાજી ઉઠે છે.)

**સત્યવાન્**—આતો પિતાજી આપણી શોધમાં નીકળ્યા લાગે છે.
(સ્હામો સાદ આપે છે.)

(દ્યુમત્સેન પાછળ રાણી, ગૌતમ ઋષિ વગેરે આવે છે.)

**દ્યુમત્સેન**—સત્યવાન્! તમે ક્યાં હશો, શું થયું હશે તેની ચિન્તામાં આખી રાત ગાળી. ભગવાન્ ગૌતમે ધૈર્ય ન આપ્યું હોત તો પ્રાણ છોડતે. બેટા! કંઇ વિઘ્ન તો નડયું ન્હોતું ને? અમને તો અદભૂત ચમત્કાર થયો ને અમારા ચક્ષુ ઉઘડી ગયાં. તમારી મદદે આવવાજ જાણે ઇશ્વરે પાછાં ન આપ્યાં હોય. ગૌતમદેવે અટકાવ્યાં ન હોત તો આખું જંગલ શોધી વળતે. બેટા કંઇ વિઘ્ન તો નડયું ન્હોતું ને?

**સત્યવાન્**—(સર્વે ને પ્રણામ કરી) અમારે લીધે રાત ચિન્તામાં ગાળવી પડી તેથી ક્ષમા ચાહું છું. વિઘ્ન તો મ્હોટું નડયું.

**બધાં**—હેં શું?

**સત્યવાન્**—ખુદ યમરાજ પોતે મને પરલોકમાં લઇ જવા આવ્યા હતા. આ કલ્યાણીના પૂણ્ય પ્રતાપે મને પુનર્જીવન મળ્યું ને આપને

સત્યવાન્—ભગવન્! મારે પોતાને માટે તો બીજી શી ઇચ્છા હોય પણ—

### શાર્દુલ વિક્રિડિત.

જેના પૂણ્ય બળે મને જીવનની આ લ્હાણુ પાછી મળી
તે આર્યા તણી નામના જગવિષે ચિરંજીવી થાયરે.
સાવિત્રી સમ નારીઓ અવતરી આ આર્ય ભૂમિ તણી,
કીર્તિ જ્યોત સદા જ્વલંત બળતી રાખે સુકૃત્યો વડે.

[ તથાસ્તુ. ]



# અનારકળી

અથવા

# અકબરનું સ્વપ્ન.

---

## એક નાનું ત્રિઅંકી નાટક.

---

## અંક પહેલો.

---

(આશરે ચારસો વર્ષ પૂર્વે, પૂર્વની અપૂર્વ જાહોજલાલી ફ-તેહપુર-સીક્રીમાં રમી રહી હતી. મહાન સમ્રાટ અકબર બાદશાહે આગ્રા છોડી ફ-તેહપુર-સીક્રીને થોડા વખતને માટે પોતાનું પાટનગર બનાવ્યું હતું. બાદશાહના મહેલની જમણી બાજુએ દરબારને માટે જગ્યા છે, કોટના કાંગ્રા આગળ બેસી બાદશાહ કીલ્લા નીચેના માણસોને પણ દર્શન આપી શકે. નીચે ઘંટની એક વ્યવસ્થા કરવામાં આવી છે. જેને બાદશાહ પાસે ઇન્સાફ જોઇએ તે નીચેથી દોરી ખેંચે એટલે ઘંટ વાગે છે. દરબારનું કામ પુરૂં થવા આવ્યું હતું ત્યાં ઘંટ સંભળાય છે.)

**બાદશાહ:**—"ઇન્સાફનું કામ તો ખલાસ થયું, હજી કોની ફરિયાદ બાકી છે?"

(હજુરીયો આવે છે.)

**હજુરીયો:**—"ખુદાવિંદ ઘંટ વગાડનાર તો કોઇ ગાય છે."

(બાદશાહ તથા સભાજનો હસે છે.)

**બાદશાહ:**—"શું મારા રાજ્યમાં ઘાસ ખુટયુ કે ગાયને ઘંટની દોરી ચાવવી પડી?"

**પૃથ્વીરાજ રાઠોડ:**—"જહાંપનાહ, ગાયને પણ શા માટે અરજ કરવાની ના હોય. આપ તો સારા હિંદુસ્થાનના બાદશાહ છો. એ ગરીબ પ્રાણીને જરૂર કંઇ અરજ ગુજારવાની હશે?"

**બાદશાહ:**—જો એમ હોય તોપણ આપણા દરબારમાં એવો કોઇ દુભાષિઓ નથી કે એની બોલી સમજી શકે. (ફરી બધા હસે છે.)

**પૃથ્વીરાજ** (હસવું ન ગણકારતાં)—"ખુદાવિંદની આજ્ઞા હોય તો હું પોતેજ એને પૂછી આવું."

(બાદશાહ રમુજની ખાતર રજા આપે છે. થોડીવારે પૃથ્વીરાજ પાછો આવે છે. બધા કુતુહલથી એના સામું જુએ છે.

**પૃથ્વીરાજ:**—"જહાંપનાહ, આપ પ્રજાના પિતા, રાય અને રંકને સમાન દ્રષ્ટિએ નીહાળનારા જાણી, આપનું આ નિર્બળ ફરજંદ અરજ ગુજારે છે કે, મ્લેચ્છ કાફરનો ભેદ રાખ્યા વિના સર્વને હું સરખું દુધ આપું છું, છતાં જયારે હિંદુઓ મને માતા તરીકે પૂજે છે ત્યારે મુસલમાનો મને મારી નાંખવામાં મોટાઇ માને છે એ શું વાજબી છે?"

(શ્રોતાઓ ગંભીર બની એકમેક સાથે ઘુસઘુસ કરવા માંડે છે. બાદશાહ વિચારમાં પડે છે. થોડીવારે.)

**બાદશાહ:**—ગાયની વિનંતિ તદ્દન વ્યાજબી છે. બીરબલ ! આજથી હુકમ કરો કે મારા રાજ્યમાં ગાયનો કોઇ વધ કરે નહિ.

(સભાજનો સ્તબ્ધ બને છે. મુસલમાન પક્ષ એકમેકની સામે જુએ છે.)

**બાદશાહ;**—"આજનું કામ આટલેથીજ બસ. સભા બરખાસ્ત કરો."

(બાદશાહ ઉઠે છે. દરબાર વિખરાઇ જાય છે.)

**બાદશાહ:**—(એકલો) પૃથ્વીરાજે પણ ઠીક યુક્તિ કરી. ધર્મને નામે શી ખોટી ખોટી તકરારો ને ટંટાઓ. મારા મુસલમાન અનુયાયીઓ માને છે કે હું હિંદુઓના હાથમાં રમું છું. એ લોકોને ક્યાં ખબર છે કે મારે મહારાજ્ય સ્થાપવું છે, એક મુઠીભર મુસલમાનો ક્યાં લગી આખા દેશને તાબે રાખી શકે. હિંદુ મુસલમાન એકતા એજ આ મહારાજ્યનો પાયો છે. મારો ધર્મ-તારો ધર્મ એ ટુંકી દૃષ્ટિના વિચારોજ નષ્ટ કરવા જોઇએ. શા માટે હું નવો ધર્મ સ્થાપી ન શકું ? હિંદુઓ એકલા પોતાનો ધર્મ છોડતાં કચવાય. આતો બન્ને પોતાના ધર્મ છોડી મારા નવીન ધર્મમાં સમાઇ જાય. અબુલફઝલ આમાં જરૂર મદદરૂપ થઇ પડશે. એણે હિંદુશાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે એટલે બન્ને ધમમાંથી સારૂં ચુંટી કાઢશે. મારા મુસલમાન બીરાદરો ચીઢાશે તો ખરા; પણ જો મહારાજ્ય સ્થાપવું હોય તો-તો સગા દીકરાની પણ પરવા ન રાખું !

(સલીમ ગુસ્સામાં દાખલ થાય છે.)

સલીમ:—"જહાંપનાહ, મેં સાંભળ્યું છે કે મહેર-ઉન્નીસાની સગાઇ આપે શેરઅફ્ગાન સાથે કરી છે એ ખરી વાત?"

બાદશાહ:—"એ વાત ખરી હોય તો પણ શું, શું શેરઅફ્ગાન એક વીરનર નથી?"

સલીમ:—"મહેર-ઉન્નીસા તો મહારાણી થવા લાયક છે, એક ભિખારીને ત્યાં એ નજ શોભે."

બાદશાહ (હસીને) "એ વિચાર મને પણ આવ્યો. શેર-અફ્ગાન આજે ભિખારી નથી; પણ બંગાળનો સુબો છે."

સલીમ:—(ચીઢાઇને) શું મારા કરતાં એ વધારે લાયક છે? આપને ખબર હતી કે એ મહેર-ઉન્નીસાને માટે મને પક્ષપાત છે છતાં આપે એનું સગપણ બીજા સાથે કર્યું એ શું ન્યાય કહેવાય?

બાદશાહ:—"સલીમ તું ભુલી જાય છે કે તું એક શાહજાદો છે અને મારા પછી એક મહારાજ્યનો માલીક થશે. એને માટે તારે અત્યારથીજ તૈયારી કરવી જોઇએ. તારી પટરાણી એક હિંદુ સ્ત્રીજ હોવી જોઇએ; કારણ આ મહારાજ્યનો પાયો હિંદુ-મુસલમાન એકતા પર ચણાવવાનો છે ને ટકાવવાનો છે. જેને મહાભારત કામ ઉઠાવવાનું છે તેને સાધારણ મનુષ્યની લાગણીને વશ થવાને અવકાશ નથી."

સલીમ:—(વચમાંજ) "હું તો સાધારણ મનુષ્ય થવામાંજ આનંદ માનું છું, ને સાધારણ મનુષ્યની લાગણીને વશ થવામાંજ મજાહ માનું છું. એક લાગણી વિનાના પથ્થર થવાની મહત્વાકાંક્ષા આપનેજ મુબારક. મારૂં ચાલશે તો મહેર-ઉન્નીસાને જરૂર મેળવીશ.

(બાદશાહની ગુલામ અનારકળી દાખલ થાય છે. એનું રૂપ

# અંક બીજો.

[ફ-તેહપુર-સીક્રીનો નવરત્નનો સભા મહેલ, કીનખાબની ગાદી પર બાદશાહ, પાછળ અનારકળી પંખો નાંખવા ઉભી છે. ગાદીની સામે મોટો આરસો નવરત્નો ઉપરાંત જૂદા જૂદા ધર્મના પંડિતો બેઠા છે. બાદશાહની જમણી બાજુએ બીજી ગાદી પર સલીમ.]

**બાદશાહ:**—(અબુલફઝલને) "આજે મળવાનો હેતુ બધાને સમજાવો."

**અબુલ ફઝલ:**—"હું ભૂલતો ના હોઉં તો દરેક ધર્મમાં ઇશ્વરને પિતા તુલ્ય માનવામાં આવે છે, એટલે ઇશ્વરની માન્યતા જ્યાં હોય તે ધર્મની વાત કરૂં છું. આપણે સર્વે એના બાળકો છીએ, પ્રેમ એ દરેક ધર્મનું સૂત્ર છે. કોઇ ધર્મ એમ નથી સમજાવતો કે તમે માંહોમાંહ્ય લડો, ઇશ્વરને કોઇ વ્હાલાં નથી ને કોઇ અળખામણાં નથી. તે છતાં ધર્મને નામે લડાઇ ને ટંટા થાય છે. આ ટંટાઓના મૂળ જાણી એનો નાશ કરી દરેક ધર્મના સારા સારા તત્વો લઇ એક નવીન ધર્મ સ્થાપવો એવી બાદશાહની મરજી છે, કારણ કે એમાંજ હિંદુસ્તાનનું ભવિષ્ય સમાયું છે. આ બાબતમાં યોગ્ય સલાહ આપવા આપ સર્વે પંડિતોને આમંત્ર્યા છે.

**પાદરી:**—"દરેક ધર્મમાં પ્રેમનો પાઠ હોવો જોઇએ એમ આપે કહ્યું. અમારા ધર્મમાં તો પ્રેમનેજ પ્રાધાન્ય આપ્યું છે. ઇશ્વર એજ પ્રેમ છે. માટે નવીન ધર્મ સ્થાપવાની માથાકુટમાં પડવા કરતાં ક્રીશ્ચીયાનીટીનોજ આપ અંગીકાર કરી એને આખા દેશમાં પ્રસરાવો

તો રોમના મહાન સમ્રાટ કોન્સ્ટન્ટાઇનના જેવી આપની ખ્યાતી ઉજ્જવળ થશે, ને એના જેવું મહારાજ્ય આપ સ્થાપશો.

**બૌદ્ધ સાધુ:**—પ્રેમને મહત્ત્વનું સ્વરૂપ પહેલું તો અહિંસા પરમો ધર્મઃ ગણી અમારા તેમજ જૈન ધર્મે આપ્યું, એટલુંજ નહિ પણ પ્રેમનો પાઠ અમે શીખવીએ છીએ અને તે પ્રમાણે વર્તીએ છીએ. જ્યારે તમારા ફીરંગીઓજ વાતો કરે છે કે હમણાં તમારા દેશોમાં ધર્મને નામે પુષ્કળ મારામારી ચાલી રહી છે. પૂર્વ દેશો ચીન, તીબેટ, બ્રહ્મદેશ, સિંહલદ્વિપ વગેરે ઠેકાણે અમારો ધર્મજ પ્રવર્ત્યો છે તો આખા હિંદુસ્તાનમાં પણ એ ધર્મજ સ્થાપો.

**હિંદુ શાસ્ત્રી:**—"બુદ્ધ ધર્મ હિંદુસ્તાનમાં તો હિંદુ ધર્મનો અંશજ થઇ પડયો છે, અમે પણ બુદ્ધને વિષ્ણુના અવતાર માનીએ છીએ. બુદ્ધ ધર્મ નિરિશ્વરવાદ એટલે બધા લોકોને તો એ માન્ય નજ થાય. એ બાબતમાં હિંદુ ધર્મજ વિશાળ છે.

**મૌલવી:**—નારે ભાઇ, તમે બીજે છેડે જાઓ છો અને અનેક દેવોમાં માનો છો,. પથ્થરની મૂર્તિઓ કરી એની પૂજા કરો છો.

**પાદરી:**—"ને એ બધા દેવો પણ કેવા ગ્રીક લોકોના દેવોની માફક અનીતિથી ભરપૂર અને અંદર અંદર હંમેશાં લડયાં કરનારા!

**મૌલવી:**—ઇસ્લામશ્રેષ્ટ, એમાં કોઇ જાતના ઢોંગ નહિં. એક ખુદા અને મહમદ એનો પેગમ્બર. નાનામાં નાનું બાળક પણ એમાં સમજી શકે એટલે લોકસમુહનો એજ ધર્મ છે.

**શાસ્ત્રી:**—"લોકસમુહનો એ ધર્મ એટલી એમાં મહત્તા ખરી, લોકસમુહની બુદ્ધિ એટલે ઘણે ભાગે બાળ બુદ્ધિ, તેને એ ધર્મથી સંતોષ વળે

બાકી જે જ્ઞાની છે, જે તત્ત્વો વિષે વિચાર કરે તેને માટે એ ધર્મ નથી. જેમ નિરિશ્વરવાદ સર્વ માન્ય ધર્મ ન થઇ શકે તેમ ઇશ્વરવાદ પણ નહિ. એટલાજ માટે હિંદુ ધર્મની મહત્તા, કારણ કે એમાં બધા વિચારોને સ્થાન છે. એક ઇશ્વરમાં કે અનેકમાં કે એકકેમાં નહિ. બધા હિંદુ ધર્મમાં આવી જાય. ગીતાએ જ્ઞાનમાર્ગ બતાવ્યો છે ને ભક્તિમાર્ગ પણ બતાવ્યો છે. લોકસમુહને ભક્તિમાર્ગ પર વધારે આસ્થા છે, અને લોકોને એટલું પણ સમજાવ્યું છે કે ઇશ્વર એક છે; પણ એના સ્વરૂપ અનેક છે. તમે કોઇ પણ ચીજની પૂજા કરો. ખરા મનથી કરશો તો ઇશ્વરની પૂજા કર્યાજ બરાબર છે. એટલે જે માત્ર માનસિક પૂજા ન કરી શકે, તેને માટે મૂર્તિની પણ સરળતા કરી આપી. મૂર્તિપૂજાનો તો આ મર્મ આપને સમજાયો હશે. એમાં માત્ર પથ્થરનીજ પૂજા નથી, પણ જે પરમાત્માનો અંશ એનામાં માન્યો તેની પૂજા છે, હિંદુ ધર્મ આથી લોકસમુહનો પણ ધર્મ છે; તેમજ જ્ઞાનીનો. આથી બીજો કયો વિશાળ ધર્મ હોઇ શકે.

**મૌલવી:**—"લોકસમુહનો ધર્મ કયારે થઇ શકે કે જ્યારે બધાજ સરખા—ખુદાના આગળ અમે બધા સરખા. નમાઝ પઢતી વખત કોઇ રાય નહિ અને કોઇ રંક નહી, જ્યારે તમારામાં તો ઉચ્ચનીચના ભેદ છે."

**પાદરી:**—"ઉચ્ચનીચના ભેદ છે એટલેજ બિચારા હિંદુ સમાજે છુંદેલા ક્રીશ્ચીયન થવાનું પસંદ કરે છે."

**શાસ્ત્રા:**—અમારે જ્ઞાતિના ભેદ છે, બાકી એકજ જ્ઞાતિમાં બધા સરખા. દુનિયામાં મનુષ્યો જાતજાતના હોય છે. કોઇ સરખાં જન્મતા નથી. જ્ઞાતિ દરેક કર્મ પરથી ઘડાઇ છે. જે શાસ્ત્ર વીશારદ પછી કોઇ

પણ શાસ્ત્રી હોય અને એ જ્ઞાનથી પોતાની આજીવિકા મેળવે એ કર્મથી બ્રાહ્મણ ગણાય-ભણેલો એ બ્રાહ્મણ. વેપાર કરે એ વૈશ્ય અને બ્રાહ્મણ પેટે જન્મ્યો હોય પણ શુદ્રનો ધંધો કરે એ શુદ્ર. જન્મ એતો અકસ્માત છે, માણસમાં કર્મ અને ગુણજ પ્રધાન છે. જે અજ્ઞાની હોય તેજ જન્મને મુખ્ય ગણી એની જ્ઞાતિ જન્મથી મુકરર કરે છે. બાકી જ્ઞાતિ નો ગુણકમ થીજ નિયમિત થાય છે. ગીતાનું પણ એજ સુત્ર છે. કુપમંડુક જેવા અજ્ઞાની લોકો ધર્મનો અનર્થ કરે તે પરથી ધર્મની મહત્તા ઓછી થતી નથી. આપણે અહીં ધર્મનું રહસ્ય તપાસવા આવ્યા છીએ. એનો અનર્થ નહિ.

**બાદશાહ:**—તમારા કહેવામાં મને બહુ રસ પડયો છે, પણ હું એટલું પૂછું છું કે જ્યારે તમારો ધર્મ આટલો વિશાળ છે તો ધર્મમાં બીજા કેમ દાખલ ન થઇ શકે?

**શાસ્ત્રી:**—મારો ધર્મ શ્રેષ્ઠ છે ને બીજા બધા ખોટા, માટે મારા ધર્મમાં બીજાને લેવા એમ માનવાથી ધર્મની વિશાળતા ઓછી થાય છે. મેં કહ્યું તેમ દરેક વિચારને અમારે ત્યાં સ્થાન છે. જો હિંદુઓ મારો ધર્મ-મારો ધર્મ કરતાં શીખ્યા હોય તો તે માત્ર સ્વરક્ષણાર્થે પરધર્મીઓ પોતાનો ધર્મ પાળે ને અમારા ધર્મમાં ખલલ ન કરે ને અર્થનો અનથ ન કરે, તો હિંદુ ધમરૂપી મહાસાગર તો દરેકને પોતાનામાં સ્થાન આપી પોતાનામાં સમાવેશ કરાવશે. બીજું અમારો ધર્મ એ અમારા આખા જીવન સાથે ઓતપ્રોત છે. અમારી રહેણી કરણી, બાળપણાથી માંડી વૃદ્ધાવસ્થાનું જીવન-ધ્યેય ધર્મથી નિયમિત થયું છે. એટલે પરધમીને એકદમ અમારામાં આવવું અઘરૂં પડે.

પણ અમારા આચારવિચાર શીખે તો કાળ જતાં જરૂર એ અમારામાં સમાઇ જાય. મારી મચડીને, 'મુસલમાન ન થઇ શકે.'

**બાદશાહ:**—ત્યારે તો તાત્કાળિક કંઇજ ન થઇ શકે. આ બધા તત્ત્વોવાળો નવીન ધર્મ સ્થાપ્યો હોય તો વધારે સારૂં ને?

(એટલામાં બાદશાહની નજર સલીમ પર પડે છે. એને કોઇ સાથે હસતો અને ઇશારતથી વાતો કરતો જુએ છે. સામે આરસામાં જોતાં પાછળ ઉભેલી અનારકળીને પણ આંખોથી વાતો કરતી ને હસતી જુએ છે. બાદશાહ ગુસ્સે થાય છે. સભા જલદી પુરી કરવાના હેતુથી.)

**બાદશાહ:**—"ઠીક આ વિષય એટલો ગહન છે કે એક દિવસમાં કંઇ નિર્ણયપર આવી ન શકાય. કાલે પાછા મળીશું. બીરબલ! બધા મહેમાનોનો સારો સત્કાર કરજો. (બધા જાય છે. બાદશાહ અને સલીમ રહે છે. અનારકળીને પણ બીજા ખંડમાં જવાનું કહે છે.)

**બાદશાહ:**—"સલીમ તું આ સભામાં આવ્યો તેથી મને ખુશી થઇ કે આમાં તને રસ પડે છે. પણ મને સમજાયું કે તારૂં આવવાનું કારણ કંઇ જુદું જ હતું. તારી મહોબતોનો પારજ આવતો નથી, એક જાય ને બીજી, બોલ અનારકળી સાથે તારે કયારની ઓળખાણ થઇ.

**સલીમ:**—જહાંપનાહ આપનો ધર્મ જુદો છે—મારો ધર્મ જુદો છે. મેં અનેકવાર કહયું તેમ હું સાધારણ મનુષ્ય છું. એક સુંદર વસ્તુને ચ્હાવી તેમાં હું પાપ સમજતો નથી. અનારકળી સુંદર છે. એને માટે મને પ્રેમ આવે તો એમાં મેં શો ગુન્હો કર્યો કહેવાય? આપની આજ્ઞા હોય તો મારે એની સાથે લગ્ન કરવાં છે.

**બાદશાહ**—(ગુસ્સે થઇ) "એક ગુલામ સાથે લગ્ન. મારે તારા આવીજ રીતે લગ્ન કરવાં હોત તો મહેર-ઉન્નીસા બહેત્તર હતી. સલીમ તારાં લગ્ન તો મેં નક્કી કર્યા છે.

**સલીમ**—(ચમકીને) "હું કોની સાથે?

**બાદશાહ**—(જરા નરમ બની) એક રજપુતાણી સાથે, રાજા માનની બ્હેન સાથે.

**સલીમ**—(ગુસ્સામાં) આપ તો હિંદુ ઘેલા બન્યા છો ને મને બનાવવા માંગો છો. એક સ્ત્રી જેને જોઇ પણ નથી તેની સાથે કદી પણ લગ્ન કરીશ નહિ.

**બાદશાહ**:—બધાં રાજ્યલગ્નો એવાંજ થાય છે. એમા જોવાની જરૂર રહેતી નથી. રાણા પ્રતાપને જીતવાનો આજ ઉપાય છે. રાજા માન સિવાય એને જીતે એવું કોઇ દેખાતું નથી, એટલે એને આપણો સંબંધી બનાવવામાંજ સાર છે.

**સલીમ**—"એ ખટપટ મારે ના જોઇએ. પ્રતાપને જીતવો બાકી શું રહયો છે. ખાલી મમતને માટે મારા સ્વાર્થનો શા માટે ભોગ આપું?"

**બાદશાહ**:—(ગુસ્સામાં) ખરેજ તું સાધારણ મનુષ્ય છે. જેનામાં મહત્વાકાંક્ષા નથી તે સિંહાસને બેસવા લાયક નથી. અરે શાહજાદો થવાને પણ લાયક નથી. મારી ઇચ્છા પ્રમાણે નહિ થાય તો જોઇશ કે તું મારી પાછળ સિંહાસનપર કેમ બેસે છે.

**સલીમ**:—(ગુસ્સામાં) તે તો પાછળથી થઇ રહેશે.

(જાય છે.)

(બાદશાહ થોડીવાર વિચારમાં બેસે છે પછી અનારકળીને બોલાવે છે.)

**બાદશાહ:**—બોલ શાહજાદા સલીમ સાથે તારે શો સંબંધ છે?

**અનારકળી**—(નીચું જોઇ) જહાંપનાહ, આ દાસી શાહજાદાને ચ્હાવા જેટલી ધૃષ્ટતા કરે છે.

**બાદશાહ:**—"એ ખરેજ ધૃષ્ટતા કહેવાય. એક ગુલામ થઇને આટલી છૂટ લેવી.

**અનારકળી:**—શરીર ગુલામ છે, હૃદય ગુલામ નથી. એને તો જયાં ચ્હાવું હોય ત્યાં ચ્હાવાની છૂટ છે.

**બાદશાહ:**—એક ગુલામ થઇને મારી આગળ બોલતાં અચકાતી નથી? મારી આજ્ઞા છે કે આજથી શાહજાદા સાથે તારે કોઇપણ પ્રકારનો સંબંધ રાખવો નહિ.

**અનારકળી:**—જહાંપનાહ, મારૂં હૃદય જેનું ગુલામ છે તેનું ફરમાન માનશે. બાકી આપના કહ્યાથી હું મારા હૃદયને વારી શકું નહિ.

બાદશાહ—(ગુસ્સે થઇ) તને ખબર છે કે મને ગુસ્સે કરવામાં શી શિક્ષા છે?

**અનારકળી:**—મોટી-પણ તેથી હુ શારીરિક ગુલામગીરીમાંથી મુકત થઇશ.

**બાદશાહ**—(થોડીવાર એના સામું જોઇ એના રૂપથી નરમ બની.) ખરે સલીમ તારી સાથે પ્રેમમાં પડે તેમાં નવાઇ નથી. પરંતુ એ તો

પતંગીયું છે, આજે આ ફુલપર તો કાલે બીજાં. થોડા દીવસમાં એ તને ભૂલી જશે તો પછી મને ગુસ્સે કરવામાં શો ફાયદો ?

**અનારકળી:**—સલીમ ભલે પતંગીયું હોય. હું તો એટલું જાણું છું કે હું એને ચ્હાઉં છું. પછી ભલે એથી મૃત્યુની શિક્ષા મળે.

**બાદશાહ:**—"તારા જેવી સુંદરતાને નષ્ટ કરવી એ તો ઘાતકી મનુષ્યનું જ કામ (થોડી વાર આમ તેમ આંટા ફરી.) શું સલીમના ક્ષણિક મોહની ખાતર મારી બધી આશાઓ નષ્ટ થશે. (નિશ્ચયપર આવતો હોય તેમ) અનારકળી, તું પ્રેમની ખાતર તારો ભોગ આપવા તૈયાર થઇ છે; એટલે તારો પ્રેમ તો સાચોજ છે. પણ સલીમનો તો માત્ર મોહ છે. માટે મારી આશાઓ નષ્ટ કરવાની શિક્ષા હું એનેજ કરીશ. સલીમ સાથે તું કંઇપણ વ્યવહાર રાખશે તો હું એને શાહજાદાના પદપરથી ભ્રષ્ટ કરીશ, એને ભીખારી બનાવીશ.

**અનારકળી:**—(ગભરાઇને) શું આપ ખરેખર આવી શિક્ષા ફરમાવશો ?

**બાદશાહ:**—"જરૂર."

**અનારકળી:**—આ શિક્ષામાંથી હું એને કેવી રીતે બચાવી શકું ?

**બાદશાહ:**—મને વચન આપ કે જીવનપર્યંત તું એને મળીશ નહિ.

**અનારકળી:**—જહાંપનાહ, હું એને નહિ મળું. પણ એ મને મળવા આવશે તો ?

**બાદશાહ:**—તું એવી જગ્યાએ જા કે એ તને શોધી ન કહાડે.

**અનારકળી:**—એટલે મારે એક જીવતી ઘોરમાંજ દટાઇ રહેવાનું..

**બાદશાહ:**—જો તારો પ્રેમ સાચો હોય તો એટલો ભોગ ભારે નહિ પડે.

**અનારકળી**—(રડતાં) મારા વચનથીજ એ શિક્ષામાંથી બચે એવું હોય તો આપને વચન આપું છું કે જીવનપર્યંત એની આડે આવીશ નહિ.

(જાય છે.)

**બાદશાહ:**—(એક બે આંસુ આંખમાંથી સરી પડે છે. તે લુંછતાં) શું મારી મહત્વાકાંક્ષાને માટે મારે આવા પ્રેમાત્માઓના ભોગ આપવા. સલીમ તું નશીબદાર ખરો કે તને આવા ચ્હાનારા મળે છે. હું તો મહાદાશાઓના શિખરપર એકલો અટુલો યોગી જેવો ઉભો છું.

(જાય છે.)



# અંક ત્રીજો.

(થોડાં વર્ષો પછી લાહોર પાસે રાવી નદીને કીનારે ચાંદરણામાં સુંદર હોડી તરતી આવે છે. અંદરથી બાદશાહી યુગલ ઉતરે છે. માણસ બાદશાહ પાસે જઇ કંઇક કહે છે.)

**જહાંગીરઃ**—"આટલી રાત્રે મને બોલાવે છે?

**માણસઃ**—જહાંપનાહ, બાઇ લગભગ મરણ પથારીએ છે ને આપના દર્શન ઇચ્છે છે.

**જહાંગીરઃ**—એ બાંઇનું નામ શું ?

**માણસઃ**—એ બાઇનું નામ આખા લાહોરમાં કોઇને ખબર નથી. માત્ર બેગમ તરીકે ઓળખાય છે. આપને નિશાની તરીકે આ 'અનારકળી' મોકલી છે. (દાડમ કળી બાદશાહને આપે છે.)

**જહાંગીરઃ**—(થોડીવાર વિચાર કરી યાદ આવ્યું હોય તેમ) અનારકળી, ઠીક એને કહો કે જલદી આવું છું.

(માણસ જાય છે.)

**નુરજહાં**—"એ અનારકળીનો અર્થ શું ?" (મશ્કરીમાં) શું કંઇ પ્રેમનો સંદેશો છે.

**જહાંગીરઃ**—(હસીને) હા એવું જ કંઇક (ગંભીર બની) સાંભળ, મારા પિતાના બાગમાં ઘણાં સુંદર પુષ્પો હતાં. તેમાં અનારકળીની સુંદરતા કોઇથી ઉતરે એવી ન્હોતી. હું પુષ્પોનો શોખીન હતો, મારૂં ગુલાબ—**ઇરાન**નું ગુલાબ તોડતાં મને અનેક કાંટા વાગ્યા.

અનારકળી ચુંટવાની તૈયારી કરતો હતો ત્યાં બાદશાહને ખબર પડી ને એ ફુલ ગુમ થઇ ગયું. મેં ઘણીએ શોધ કરાવી—આજે એનો પ-તો લાગ્યો.

**નુરજહાં:**—"એ શાથી ગુમ થયું ?"

**જહાંગીર:**—બાદશાહને હોંસ હતી કે, હું કમળનો પૂજારી બનું. એ શીતળ પાણીમાં ઉગનારૂં કમળ ઠંડુજ હોય. એની સુગંધ પણ આછી, ઇંદ્રિયોને ધીમે ધીમે ઉંઘાડે. હું તો મોજીલો માણસ, મારે ગુલાબની ગરમી જોઇએ. એનો રાતો રંગ દેખી મારૂં લોહી ઉકળે ને સુગંધથી મગજ મસ્ત બને. અનારકળીનો રંગ પણ એવોજ હૃદયને તનમનાટ કરાવે, પણ બાદશાહની ઇચ્છા એટલે કમળ લીધા વિના છુટકોજ ન્હોતો. એટલે કમળને એના યોગ્ય સ્થાનપર માથે ચઢાવ્યું.

**નુરજહાં:**—(હસતાં) ત્યારે ગુલાબનું સ્થાન?

**જહાંગીર:**—હંમેશાં મારાં હૃદયપર.

**નુરજહાં:**—અરે પણ બિચારી અનારકળી રહી ગઇ, જાઓ એને મળો ને પૂછો શું કામ છે?

(જાય છે.)

---

## પ્રવેશ બીજો.

---

(લાહોરમાં જે જગ્યા અનારકળી બજાર તરીકે ઓળખાય છે. ત્યાં અનારકળી બાગમાં એક નાના મકાનનો ઓરડો. દીવો મંદ

મંદ બળે છે. પલંગપર એક ફીક્કી સ્ત્રી સુતી છે. બાદશાહ જહાંગીર એની પાસે બેઠો હોય છે.)

**સ્ત્રી**—"આપે મને ઓળખી ?"

**જહાંગીર**—"કેમ નહિ ? શું અનારકળીનું રૂપ એકદમ ભુલી જવાય એવું હતું ?"

**સ્ત્રી**—(ફીક્કું હસી) મારૂં રૂપ તો ફતેહપુર છોડ્યું ત્યારેજ મારા આત્મા સાથે ઉડી ગયું. આપ જુઓ છો એ માત્ર ખાલી ખોખું.

**જહાંગીર**—મેં તારી કેટલી શોધ કરાવી હતી, અનારકળી !

**અનારકળી**—મને ખબર છે. મારૂં હૃદય એ જાણી ઘણીવાર રડી ઉઠતું. તમારો પ્રેમ સાચો છે જાણી ઘણીવાર જાહેર થવાનું મન થતું પણ લાચાર બાદશાહને મેં વચન આપ્યું હતું કે જીવનપર્યંત તમારી આડે ન આવવું, આજ મરવાની અણીપર છું ત્યારેજ બોલાવ્યા.

**જહાંગીરઃ**—બાદશાહે તને મારી નાંખવાની ધમકી આપી હતી કે તું વચનથી બંધાઇ ગઇ ?

**અનારકળીઃ**—મોતથી તો હું ડરતી ન્હોતી. જે જીવન મેં ગાળ્યું છે તેના કરતાં મરવું બહેતર.

**જહાંગીરઃ**—ત્યારે શાને માટે તું છુપાઇ હતી.

**અનારકળીઃ**—બાદશાહે ધમકી આપી કે હું તમારી સાથે સંબંધ રાખું તો તમને રઝળતા કરે.

**જહાંગીર:**—(ગળગળો થઇ જઇ એના હાથ પકડી) શું મારે ખાતર આ જીવતી ઘોરમાં સડવું પડ્યું ? જ્યારે હું બાદશાહ થયો. ત્યારે કેમ ખબર ન કરી.

**અનારકળી:**—એક તો બાદશાહને વચન આપેલું, બીજું વર્ષો વીતી ગયાં, મારૂં સૌંદર્ય તો જતું રહ્યું એટલે એક ગુલામડીને આપ કબુલ કરો કે ના કરો.

**જહાંગીર:**—શું મને એવો નીચ ધાર્યો ? પણ હવે જરૂર તને મારી સાથે લઇ જઇશ, મારા હકીમો તને સારી કરશે.

**અનારકળી:**—(મંદ હસીને) મુડદાંને લઇ જવામાં શું ફાયદો, મેં માત્ર તમારા છેલ્લાં દર્શન કરવાને બોલાવ્યા. ને એક વસ્તુ જાણવા.

**જહાંગીર:**—"શું ?"

**અનારકળી:**—"અકબર બાદશાહનું સ્વપ્નું કેટલેક અંશે ખરૂં પડ્યું. તમને એક મહાન દેશ સોંપી ગયા છે. આપ એને અધિક મોટો બનાવી જશો કે કેમ ?

**જહાંગીર:**—(નિશ્વાસ નાંખી) મારા પિતા તો મહત્વાકાંક્ષી હતા, હુ તો મોજીલો માણસ છું, દેશને અધિક મહાન કરવાની સત્તા તો મારામાં નથી. પણ મારા સદ્‌ભાગ્યે મને એવી સ્ત્રી મળી છે કે, જે એને ટકાવી રાખવામાં મદદ કરે છે.

**અનારકળી:**—મહેર–ઉન્નીસા હંમેશાંજ મહત્વાકાંક્ષી હતી. એક મહારાણી થવાને લાયક હતી. એને એનું સ્થાન મળ્યું એ શોભાવે છે જાણી આનંદ થયો.

**જહાંગીર:**—અનારકળી તું પણ ચાલ, આપણે ત્રણે આનંદમાં દિવસો ગાળીશું.

**અનારકળી:**—સલીમ એ આશા ખોટી. મારો શ્વાસ જોત-જોતામાં જશે. મારા માથા પર હાથ ફેરવ એટલે હું સુખે મરૂં.

(જહાંગીર એના માથા પર હાથ ફેરવે છે. અનારકળી જરા ઉંચુ જોઇ હસે છે. અત્યાર સુધી હું મરેલી હતી, આજે જીવું છું.)

(આંખ બંધ કરી દે છે. શ્વાસ ધીમે રહીને બંધ પડી જાય છે. એના મ્હોં પર પહેલાનું સૌંદર્ય ઝપકી ઉઠે છે.)

* (લાહોરમાં અનારકળીની કબર છે, એના પર જહાંગીરે સુંદર લીંટીઓ પોતાનો પ્રેમ દર્શાવવા કોતરાવી છે.)

# સમાપ્ત.

# આદર્શાંધ.

## અંક પહેલો.

### પ્રવેશ પહેલો.

સ્થળ.

(હિમાલયનો સુંદર પ્રદેશ ડુંગરાના ઢોળાવ પર વૃક્ષકુંજમાં સંતાતી પાર્ણકુટી નીચે ડુંગરને તળીએ ખળખળ વહી જતું ઝરણું. પર્ણકુટીમાં પરમાદર્શ ને ઉચ્ચાશયા નામક નવદંપતિ વસે છે. લગ્ન પછી તરતજ તેઓ અહીં રહેવા આવ્યાં છે. એક મહિનો થયાંજ અહીં રહે છે. સમયઃ સ્હવારનો પ્હોર. ગાયન સંભળાય છે.)

ભૈરવી. (દાદરો)

પીયા પાપીના જાગેરે, મેં જગાએ હારીરે—મેં જગાએ.
એસો સોયે પીયા જાગતનાહીંરે, રૈન બીત ગઇ સારીરે—જગાએ.
નીચે બહે ગંગા, ઉપર બસે કાસીરે—જગાએ.
એક બોલી બોલે ચીરૈયાં, મે હું બ્રીજવાસીરે—જગાએ હારીરે.

(ગાયન પુરૂં થતાં પરમાદર્શને ઉચ્ચાશયા હાથ પકડીને હસતાં હસતાં બ્હાર આવે છે.)

**પરમાદર્શ** :—( હસતાં હસતાં ) આ પણ કંઇ ઓછો જુલમ ! નિરાંતે ઉંઘવાનું પણ ન મળે ! કાલે પાણીની છાલક મારીને ઉંઘ ઉરાડી અને આજે મારી મીઠી કોયલના ભૈરવ ટહુકા—અરે ભૈરવી ટહુકાએ જાગ્રત કર્યો; ને આવતી કાલે કોણ જાણે શી યુકિત ઘડાશે ?

**ઉચ્ચાશયા**:—તે અમને પરણ્યા પહેલાં ખબર હતે કે તમને કુંભકર્ણનો વારસો મળ્યો છે તો વિચાર કરીને પરણુતે ! આજ તો માત્ર ગાયનજ ગાયું, કાલે તો કોણ જાણે ઢોલકા કાન આગળ વગાડવા પડશે !

**પરમાદર્શ** :—તે નિદ્રાદેવીની મારા પર કૃપા છે ને તે મારા પર પ્રસન્ન છે તેની તને અદેખાઇ આવે છે. તમે બૈરાં માત્ર અદેખાં. સ્ત્રી જાતજ અદેખી.

**ઉચ્ચાશયા**:—સ્ત્રી જાત બિચારી અદેખી, અસ્થિર મનની ! જેટલા અવગુણો ગણાય તે બધા અમારામાં, પુરૂષો તો સદ્‌ગુણની ખાણ !

**પરમાદર્શ** :—ના. ના. સદ્‌ગુણની ખાણ હોવાનો તો અમે દાવો નથી કરતા. પુરૂષોના તો ઘણાએ અવગુણો હશે, પણ સ્ત્રીઓતો બધી રીતે સંપૂર્ણ હોય એમ અમે ઇચ્છીએ છીએ.

**ઉચ્ચાશયા**:—પુરૂષોનો સ્વાર્થ તે આનું નામ. સ્ત્રીઓ તો બિચારી પુરૂષની એક અંગત વસ્તુ જેવી. ગાડીઘોડા, વીગેરે ઘરવાડી જેમ સારૂં તેમ તેના શેઠની મોટાઇ. તેજ પ્રમાણે સ્ત્રીના ગુણ પણ એજ શેઠના આધિકારથી જોવાના. અમારી તરફથી મોટી મોટી આશાઓ રાખો; સતીઓના ચરિત્રો લખાય, ભાષણો થાય તેમાં એજ ઉપદેશ કે બધી સ્ત્રીઓએ સીતા કે સાવિત્રી જેવા થવું, પુરૂષે તો સતા ભવાના ! પોતે રામ જેવા હોય નહિ ને પોતાની બૈરી સીતા જેવી થાય એ ઇચ્છા રાખે ! આ ન્યાય કયાંનો ? તમે પણ એ ન્યાયના મોટા ધારાશાસ્ત્રી હોવ એમ લાગે છે.

**પરમાદર્શ:**—આ વાગ્યુદ્ધ તો જર્મન બોમ્બાર્ડમેન્ટ કરતાં એ નપત્તર. આપણે તો હાર કબુલ કરીએ છીએ. શરણાંગતને શિક્ષા કરશો તે કબુલ. ( માથું નમાવી ઘુંટણીએ પડે છે. )

**ઉચ્ચાશયા:**—( હસતાં હસતાં ) નાટક તો ઠીક ભજવ્યું. જો હાર કબુલ કરી નહતે તો કાલે પણ પુરૂં ઉંઘવાનું નહિ મળતે. હવે મશ્કરીની વાત જવા દો અને ઝરણાંને કિનારે ચાલો. એનાં મીઠાં ગાનમાં આપણે સુર મેળવી ઇશ્વરનું સ્તવન કરીયે. આ કુદરતના મંદિરમાં તો ક્યારનાંએ ભજનો શરૂ થઇ ગયાં છે. વૃક્ષેવૃક્ષની ડાળીએથી મધુરાં ગીતો ક્યારનાં સંભળાય છે. એ પક્ષીઓ કરતાંએ આપણે ગયા.

**પરમાદર્શ:**—હમણાં તો આપણે પક્ષીઓ કરતાં વધારે સુખી છીએ. આપણે આનંદ ક્યાં ઓછો છે. પક્ષીઓને તો સ્હવારે વ્હેલા ઉઠવાની પણ ફરજ. આપણને વખતની ક્યાં પરવાહ છે. જ્યારે ઉઠવું હોય ત્યારે ઉઠવાનું, બેસવું હોય ત્યારે બેસવાનું; અત્યાર લગી આપણે વખતના બંધાયેલા હતા. અહીંઆ તો વખત આપણો ગુલામ છે. આપણે જ્યારે અહીં આવ્યા ત્યારે બધા કહેતા કે થોડા વખતમાંજ એકાંતવાસથી કંટાળો આવશે. ચાર દહાડાનું ચાંદરણું અને પછી ઘોર અંધારી રાત. પણ આવા રમણિય સ્થાનથી કંટાળો આવે એવું મને તો લાગતું નથી.

### વસંત તિલકા.

સાડી ધરી હરિત વસ્ત્રતણી ધરાએ,
આકાશ રંગ ધરતું નવલો અગમ્ય.
વૃક્ષો સુવાસિત ધરે કુસુમો વિવિધ.
વાડી સમુ જગદિસે, નવરંગી શીત.

આવા સુંદર ઉપવનમાં બે પ્રેમી હૃદયો ન રહી શકે એ તો અશક્યજ છે. હજી સુધી તો આપણે કંટાળ્યા નથી.

**ઉચ્ચાશયા:**—એ બધી વાત તો ખરી; પણ એ વાતમાં તમારૂં વચન ભૂલી ગયા હોય એમ લાગે છે.

**પરમાદર્શ:**—વચન? કયું વચન? કંઇ દહાડામાં દોઢસો વચનોથી બાંધે છે.

**ઉચ્ચાશયા:**—તમેજ દોઢસો વચનોથી બંધાવ એવા છો! પણ આ તો પાળવુંજ પડશે.

**પરમાદર્શ:**—પણ આ તે કયું? પ્હેલું, બીજું, ત્રીજું, દોઢસો-માંથી કયો નંબર?

**ઉચ્ચાશયા:**—નંબરવાર તો મને યાદ નથી. પણ આ ઢોળાવ પરથી દોડતાં ઉતરી ઝરણાં આગળ વ્હેલું કોણ પ્હોંચે તે શરત કરવાનું વચન એક, બે ને ત્રણ ક્હેતાંનીજ સાથે દોડવું પડશે.

**પરમાદર્શ:**—ચાલો ત્યારે તૈયાર. એક, બે, ને ત્રણ. (બન્ને જણાં હસતાં હસતાં ઝડપથી ઉતરે છે.)

---

## પ્રવેશ બીજો.

(સ્થળ: એકાદ મહિના પછી ઝરણાંને કિનારે એક પથ્થર પર હાથમાં માથું ટેકવી ઉંડા વિચારમાં પરમાદર્શ બેઠો છે અને ઉચ્ચાશયા ઝરણાંના પાણી સાથે રમત રમે છે.)

**ઉચ્ચાશયા:**—(થોડીવાર પરમાદર્શની સ્હામે જોઈને) કવિરાજ શા ઉંડા વિચારમાં? કપાળે ત્રિશુળ કેમ ચઢાવ્યું છે? કવિતાની એકાદ લીટી બેસતી નથી કે શું? કહો તો ખરા, શેના પર કવિતા રચાય છે.

**પરમાદર્શ:**—કવિતા કવિતા, કવિતા જહન્નમમાં ગઈ. ને કવિઓને તો પ્લેટોની માફક દેશનિકાલ કરવા માંગું છું.

**ઉચ્ચાશયા:**—તમારાથી કવિતા ના બેસે તેમાં કવિઓ પર આટલો બધો રોષ કેમ?

**પરમાદર્શ:**—એટલા નજીવા કારણને માટે હું કોપ્યો નથી.

**ઉચ્ચાશયા:**—ત્યારે એવો તે શો મોટો ગુન્હો કર્યો છે?

**પરમાદર્શ:**—અરે, એમનો અપરાધ તો બહુ મોટો છે. કવિને કપિમાં બહું ફેર નથી. કપિની માફક કવિઓએ પણ કંઈ કંઈ અટકચાળા કરી આખી આલમ બગાડી છે.

**ઉચ્ચાશયા:**—આખી આલમ બગાડી છે? કેવી રીતે? મારા ધારવા પ્રમાણે તો કવિઓએ સુંદર કવિતા રચી ઉચાં ઉચાં આદર્શો બતાવી જીવનને રસમય બનાવ્યું છે.

**પરમાદર્શ:**—કવિના આદર્શો કવિઓ પોતાની પાસેજ રાખે તો વધારે સારૂં. એમના આદર્શોએ તો માણસોના મગજ અનેક ગાંડાઘેલા ખ્યાલોથી ભરી મુકયાં છે. ને આખરે જીવન રસમય બનવાને બદલે સ્વાદ વિનાનું બને છે. પોતાના આદર્શ પ્રમાણે વર્તે ત્યારે તેમને ખબર પડે!

'મઢુલી મઝાની પેલે તીરે ને અમારી પર્ણકુટી' લખનારાઓને તો એમ થાય છે કે એકાન્ત સ્થળે એમના આદર્શ પ્રમાણે મઢુલીમાં રાખવા પછી ખબર પડશે કે આ આદર્શ કેવા મજાહના છે!

**ઉચ્ચાશયા:**—ત્યારે પ્હેલા તો તમારા આદર્શ પ્રમાણે તમનેજ સજા થવી જોઇએ.

**પરમાદર્શ:**—મને તો અહીં રહીને એ સજા થઇ ચુકી. પણ એવા ખોટા ખ્યાલ મારા મગજમાં ભરનાર કવિઓને થવી જોઇએ.

**ઉચ્ચાશયા:**—ત્યારે શું તમે અહીં સુખી નથી?

**પરમાદર્શ:**—સુખી? સુખ એટલે શું? ખાવું, પીવું, નાચવું કુદવું એ જો સુખ હોય, તો આપણે સુખી છીયે. આપણાં હમણાંના જીવનમાં અને જનાવરના જીવનમાં ફેર શો? જનાવરો પણ ખાઇ-પીને મજાહ કરે છે. આપણે પણ હમણાં તો એવીજ જીંદગી ગાળીએ છીયે. મનુષ્યને પળેપળે બુદ્ધિનો ઉપયોગ કરવાનો. હમણાં તો આપણે બુદ્ધિને ઉંઘાડી દીધી છે. મને તો એમજ લાગે છે કે દહાડે દહાડે હું જનાવર થતો જાઉં છું. મનુષ્યને મનુષ્યના સહવાસની જરૂર છે. આવા એકાંત સ્થળમાં વધારેવાર રહીશ તો મારૂં મગજ ભ્રમિત થશે.

**ઉચ્ચાશયા:**—ત્યારે સ્પષ્ટજ કહી દોને કે આપણું ચાર દહાડાનું ચાંદરણું પુરૂં થયું, ને તમારો મઢુલીમાં રહેવાનો આદર્શ પણ હવામાં ઉડી ગયો.

**પરમાદર્શ:**—ના, ના, છેક એવી સ્થિતિ તો નથી થઇ. રહીશું તો મઢુલીમાંજ. એકાદ ગામડાંમાં નદી કિનારે આપણી મઢુલી રચીશું ને સરળ ગામડિયાઓના સહવાસમાં આનંદ માનીશું.

**ઉચ્ચાશયા:**—આ સુંદર સૃષ્ટિની વાડીને છોડતાં જીવ તો બળશેજ.

**પરમાદર્શ:**—ક્ષણને માટે જે વસ્તુને પોતાની ગણી તેને છોડતાં જીવ બાળવો એ તો મનુષ્યનો સ્વભાવજ છે. પણ હવે તો અહીં રહેવાથી આનંદ મળશે તેના કરતાં એના સંભારણામાંજ વધારે સુખ છે. જીવનનું આ એક સુંદર સ્વપ્નજ માનીશું.

ઉચ્ચાશયા:—ત્યારે તો આ સ્થળને ને આ મારા પ્રિય ઝરણને છેલ્લા પ્રણામ.

(૫૬)

સ્મરણ તારૂં ચિત્તમાંહ્ય,
ઝરણ હો, ધારૂં સદા ચિત્તમાંહ્ય.
દિન અહીં બહુ ગાળ્યા મીઠા, સુણ્યા તારાં ગાન...ઝરણ હો.
આનંદે તું નિત્યે વહેજે, છેવટના છે પ્રણામ...ઝરણ હો.

(બન્ને જાય છે.)

# અંક બીજો.

## પ્રવેશ પહેલો.

(સ્થળ: નદીને કિનારે એક ગામડું નદીને તીરે એક મઢુલી છે. મઢુલીની આસપાસ ફુલનો નાનો એક બાગ છે. આઘે નદીમાં હોડી તરતી આવે છે. તેમાં પરમાદર્શ હલેસાં મારે છે ને સુકાન પકડીને ઉચ્ચાશયા બેઠી છે.)

સમય: સંધ્યાનો.

(રાગ માઢ)

**ઉચ્ચાશયા:**—મારી જીવન નૌકા પંથ પડીરે વેગે જાય હો
આનંદ વેગે જાય હો—મારી.
સિંધુ આ સંસારનો પ્રેમ જલે છલકાય,
નાવિક સાચો સાંપડયો,
મને તારી જશે ભવપાર,
હાંરે મને તારી જશે ભવપાર—મારી જીવન.

**પરમાદર્શ:**—(પાછળની લીટીઓ ઝીલતાં.)
સુકાની સાચો સાંપડયો
મને દોરી જશે ભવપાર—મારી જીવન.

**ઉચ્ચાશયા:**—(મંદમંદ હસતાં) જીવન નૌકાની સુકાન પણ સ્ત્રીજ ઝાલે ને? પુરૂષોને તો માત્ર હલેસાં મારવાના.

**પરમાદર્શ:**—હલેસાં મારવાં એ કયાં સ્હેલાં છે. ખરેખરી મહેનતનું કામ તો અમારે કરવાનું છે. સંસાર સિંધુના અનેક પ્રતિકૂળ તરંગોને હલેસાં મારી વટાવવના છે. તમારે તો માત્ર સુકાન ઝાલીનેજ

બેસી રહેવાનું. સુકાની એકલો હોય તો તો આગળ જઇજ ના શકે.

**ઉચ્ચાશયા**:—ને સુકાની વિનાનું નાવ તે તો લક્ષ્ય વગરનું બાણ. ગમે ત્યાં અફળાય અને આખરે ભાંગે.

**પરમાદર્શ**:—એટલે એનો અર્થ કે ભવસાગર તરવો હોય તો નાવિક ને સુકાની બન્નેની જરૂર એમજ સિધ્ધ થયું ને?

**ઉચ્ચાશયા**:—સંસાર સિંધુને તરવામાં બેની જરૂર ખરી. બાકી આ નદી જેવા જીવન પ્રવાહમાં તરવું હોય તેમાં એકમેક વિના ચાલી શકે. પણ મારે તો એ પુરવાર કરવું છે કે બેમાંથી વધારે અગત્ય કોની?

**પરમાદર્શ**:—તે તો સુકાની વિનાના નાવિકને અને નાવિક વિનાના સુકાનીને પૂછીયે ત્યારે ખબર પડે. મને તો બન્નેની સરખી અગત્ય લાગે છે.

**ઉચ્ચાશયા**:—મને તો સુકાની તરફ વધારે પક્ષપાત છે.

**પરમાદર્શ**:—નાવિકને સુકાની વચ્ચે સમજુતી હોવી જોઇએ તોજ નાવડું સરળ ચાલે.

**ઉચ્ચાશયા**:—એ સમજુતી શી રીતે આવે?

**પરમાદર્શ**:—પ્રેમથી.

**ઉચ્ચાશયા**:—ત્યારે તો પ્રેમ લગ્નો બધાં સુખીજ હોવાં જોઇએ.

**પરમાદર્શ**:—પ્રેમ લગ્ન એટલે શું? આજકાલનાં કહેવાતાં પ્રેમલગ્નો અથવા તો પ્રથમદર્શને પ્રેમ, એ બધાં ગાંધર્વલગ્નો પ્રેમલગ્નો નહિ પણ મોહલગ્ન છે. પ્રેમ તો પરિચયેજ આવે ને પરિચય આપણાં સમાજના બંધારણ પ્રમાણે લગ્ન પછીજ ગાઢો થાય. શાકુન્તલમાં દુષ્યન્તનું તો મોહલગ્ન હતું, ને એના પ્રેમનું ખોટાપણું શકુન્તલાને તજી તેમાં જણાઇ આવ્યું. દુર્વાસાના શ્રાપને

લીધે એનો તિરસ્કાર કર્યો એ તો માત્ર કાળીદાસની કલ્પના. ખરો પ્રેમ તો રામસીતાનો. ભવભૂતએ શુદ્ધ પ્રેમનું સ્વરૂપ ગાતાં કહ્યું છે કે "જાતાં કાલ ઘસાઇ, થાય અળગાં સંકોચ લજ્જા ભય, ત્યારે સ્વાદ ચખાય પ્રેમ રસનો જેમાં ઠર્યો છે રસ." પરિચયેથી મોહ ઘટે છે. પ્રેમ આંધળો નથી; પણ મોહ આંધળો છે. મનુષ્ય દેવ નથી એટલે એનામાં અનેક દોષો તો હોયજ. મુગ્ધ માણસથી શરૂઆતમાં આ દોષો જણાતા નથી. કારણ કે મોહ આંધળો છે. પણ પરિચય વધતાં આ દોષ દૃષ્ટિએ પડે છે. એટલે અંધકારનો પડદો દૂર થાય છે ને તેની સાથે મોહ પણ જતો રહે છે. પ્રેમ તો પરિચયથીજ વધે એટલે પ્હેલેથીજ ગુણદોષ જોઇ શકે છે ને કવચિત્ત દોષ સુધારવાનો પ્રયત્ન પણ કરે છે. મોહમાં તો અનેક વાંચ્છનાઓ છે, પ્રેમ તો 'કરેના કાંઇએ તોએ દૃષ્ટેદૃષ્ટ મળે સુખી. તે તેને મન છે કાંઇ જે જેના મનમાં વસે' જોકે મોહ પાછળથી પ્રેમના રૂપમાં ફેરવાય પણ ખરો.

**ઉચ્ચાશયા:**—ત્યારે ટુંકામાં એમજ કે મોહ એ ખળખળ વ્હેતું ઝરણું ને પ્રેમ એ મંદમંદ વહી જતી નદી. એકમાં પાણી ખૂબ ઉછળે ને અવાજ કરે, પણ અંતર છાછરૂં, જો કે એજ ઝરણું કોઇવાર નદી બને. બીજામાં ઉંડાણ જબરૂં ને એ ઉંડાણમાંથી ઉછળતી ઊર્મિઓ કાંઠે ઉભેલાને બહુ મોટી ના લાગે.

**પરમાદર્શ:**—( હસતાં હસતાં ) સ્ત્રીઓ મને લાગે છે કે જન્મથીજ કવિ હશે. જે સમજાવતાં મને આટલું ટાહ્યલું કરવું પડયું તે તેં એક નાની સરખી ઉપમામાં પતાવી દીધું.

**ઉચ્ચાશયા:**—સ્ત્રીઓ મિતાક્ષરા હોય તેજ સારી. પણ જુઓ આપણે મઢુલી આગળ આવી પહોંચ્યાં.

**પરમાદર્શ**:—ને આપણાં ભલા મિત્રો આપણી રાહ જોતા જણાય છે. માત્ર આપણાં પર ફુલ ચઢાવવાં બાકી છે એટલો ભાવ આ ગામડીયાઓ આપણી તરફ રાખે છે.

**ઉચ્ચાશયા**:—ને તેને પાત્ર તમે કયાં નથી ? ગામને સુધારવાને તમે કેટલો પ્રયત્ન કર્યો છે ?

**પરમાદર્શ**:—ને તેમાં તેં કયાં ઓછો ભાગ ભજવ્યો છે ?

**ઉચ્ચાશયા**:—( હસતાં ) હું તમારા ખુબ વખાણ કરીશ એટલે તમે મારાં કરો. ( હલેસાં મારવાં પરમાદર્શ બંધ કરે છે. સુકાન ફેરવીને હોડી કિનારે લાવે છે.)

જુઓ કિનારે લઇ જવાને તો હલેસાં બંધ કરવાં પડયાં ને સુકાનીની જરૂર પડી. સુકાની વિના તો નાવને નજ ચાલે. (બન્ને ઉતરે છે.)

## પ્રવેશ બીજો.

(સ્થળ: મઢુલીને આંગણે ગામ લોકો સાથે પરમાદર્શ ને ઉચ્ચાશયા બેઠાં છે.)

**વૈદ્યરાજ:**—આજે તો મારા મિત્ર શ્રી. લોકદાસને આપની ઓળખાણને માટે લાવ્યો છું. એઓશ્રી સમાજસેવક છે, ને ગામે-ગામ ફરી લોકસુખાકારીનું નિરીક્ષણ કરે છે. આ તરફ પણ એજ કારણથી આવવું થયું.

**પરમાદર્શ:**—(લોકદાસને નમસ્કાર કરી) આવો લોકદાસજી, ગામડામાં તો કોઈ નવીન માણસની મુલાકાતથી બહુ આનંદ થાય છે.

**ઉચ્ચાશયા:**—અમારૂં ગામ આપને કેવું લાગ્યું ?

**લોકદાસ:**—જ્યાં આશયો મોટા ત્યાં કામો પણ મોટા. ગામને તો એવું આદર્શનીય બનાવ્યું છે કે ગામેગામ હું અહીંનું અનુકરણ કરવાનો ઉપદેશ આપીશ. મારે ફક્ત અહીંની નિશાળ જોવાની રહી છે.

**વૈદ્યરાજ:**—અને એટલા માટે આપણાં માસ્તર સાહેબની અહીં આ ઓળખાણ કરાવવાનો વિચાર હતો. પણ એ મહેરબાનનાં તો દર્શનજ દુર્લભ થઇ ગયાં છે. (સ્હામેથી મ્હેતાજી આવે છે.)

આયુષ્ય તો સો વર્ષનું લાગે છે. આવો આવો. ઢીલાં ઢીલાં પોતીયાં ને બ્હીલાં બ્હીલાં મ્હોં, રખેને ભાઈ તમે મ્હેતાજી હો.

**મ્હેતાજી:**—ઓ હો, વૈદ્યરાજ કે ? नमस्तुभ्यं यमराज महोदर.

**વૈદ્યરાજ:**—અરે ભાઇ યમરાજના સહોદર થવું એતો બહુ મોટું માન ગણાય. ને મને એટલું બધું માન ભારે પડે.

**મ્હેતાજી:**—એતો પાત્ર જોઇનેજ દાન થાય. લાયકનેજ લાયક માન અપાય !

**પરમાદર્શ**:—એ લાયકાતની પરીક્ષા જવા દો ને બોલો કે આજે કેમ મોડું થયું.

**મ્હેતાજી**:—મોડું તો તમારે લીધે થયું.

**પરમાદર્શ**:—મારે લીધે? મારે લીધે શી રીતે?

**મ્હેતાજી**:—તમે અહીં વાંચનાલય નહિ સ્થાપ્યું હોત તો મારા ધામા અહીંયા કયારનાએ નંખાયા હોત.

**વૈદ્યરાજ**:—પણ તમે તો કંઇ ગુંદર લઇનેજ જાઓ છો. આખો દિવસ વાંચશો તો વાંચનાલય તો હજી નાનું છે ને ચોપડીઓ ખુટી જશે.

**મ્હેતાજી**:—આખો દિવસ તો નિશાળમાં જાય. માત્ર સાંઝના અમે સ્વતંત્ર. તમારા જેવા ઓછા અમે નવરા છીએ.

**વૈદ્યરાજ**:—એટલે શું અમે કામ વગરના?

**મ્હેતાજી**:—આવા તંદુરસ્ત ગામડામાં તમારો ધંધો શી રીતે ચાલે? એટલે કામ વિનાના તો ખરાજ. પણ આજે કંઇ આટલી ઇંતેજારીથી મારી રાહ જોવાનું કારણ?

**વૈદ્યરાજ**:—કારણ એ કે આજે મારા મિત્ર શ્રીયુત લોકદાસ જેઓ સમાજસેવક છે તેમને તમારી નિશાળ જોવી છે અને તેથી તમારી ઓળખાણ કરવી છે.

**મ્હેતાજી**:—(લોકદાસને નમસ્કાર કરીને) આપ તો શહેરના વતની હશો.

**લોકદાસ**:—જી, હા.

**મ્હેતાજી**:—ત્યારે મારા મહેરબાન પ્હેલાં તમારા શહેરને સુધારોને! એકવાર શહેરો સુધરી રહે પછી ગામડાંનો વારો. ગામડામાં કંઇ બહુ કરવાનું હોતું નથી, ને જે કરવાનું હોય છે તે ગામના લોકો કરી શકે.

**લોકદાસ**:—ખરી વાત, પણ નથી કરતા ત્યારેજ અમારે સમજાવી પટાવીને કરાવવું પડે છે ને? ગામ સુધારવાને તમે શું કર્યું?

થોડા વખત પર હું અહીં આવ્યો હતો તે વખતની સ્થિતિ ને હવેની સ્થિતિમાં આસમાન જમીનનો ફેર છે. હમણાં જે સારી સ્થિતિ ભોગવો છો તે આપણા મિત્ર પરમાદર્શજીને લીધેજ. એઓ પણ મારા જેવા શહેરી છે ને એમના આદર્શો પણ તેથી સુધરેલા છે.

વૈદ્યરાજ:—એ બધું ખરૂં પણ મ્હેતાજી સાહેબ કહે છે તેમ પ્હેલાં શહેરની સ્થિતિ કેમ સુધારતા નથી?

લોકદાસ:—અમે તો ભટકતા બ્રહ્મચારી. ગૃહસ્થાશ્રમીઓ સમાજના થાંભલારૂપ છે. એટલે ખાસ કરીને શહેરીસમાજ શહેરમાં રહેનારા સ્ત્રીપુરૂષોથીજ સુધરે.

મ્હેતાજી:—ત્યારે શું શહેર છોડીને અહીં આવવામાં પરમાદર્શજીએ ભૂલ કરી છે.

લોકદાસ:—મારે કહેવુંજ પડે છે કે એમણે મોટી ભૂલ કરી છે, એમનાં જેવાં આદર્શ દંપતિઓની શહેરમાં વિશેષ જરૂર છે.

વૈદ્યરાજ:—તમારા કહેવાથી અમે એમને જવા દેવાના નથી. એમના આગમનથી તો અમારા જીવનમાં નવો રસ આવ્યો છે.

પરમાદર્શ:—હું પણ જયાં લગી અહીંથી ધરાઇશ નહિ ત્યાં લગી અહીંજ રહીશ. અને હજી લગી તો આ સરળ જીવન પર અરૂચી આવી નથી.

લોકદાસ:—મને એ વચનમાં બહુ ભરોસો નથી. જેની અભિલાષાઓ મોટી છે તેને સાંકડા ક્ષેત્રમાં કામ કરવું કેમ ફાવે? ઉંચે ઉડનારાને તો વિશાળ આકાશ પણ ઓછું પડે.

ઉચ્ચાશયા:—હમણાં તો આ હરિયાળા કુંજમાંજ વિશ્રામ લઇશું. ઉંચે ઉડવાની ઇચ્છા થશે ત્યારે પાંખો ફફડાવી આકાશ તરફ દૃષ્ટિ કરીશું.

લોકદાસ:—(ઉઠતાં ઉઠતાં) અને એ દિવસ વ્હેલો આવે એજ ઇશ્વર પાસે માંગું છું.

(બધાં ઉઠે છે.)

## પ્રવેશ ત્રીજો.

(સ્થળ: નદીને કિનારે ઉચ્ચાશયા ચિત્ર દોરતી ઉભી છે. પરમાદર્શ પાછળ ઉભો રહીને જુએ છે.)

**પરમાદર્શ**:—જે વસ્તુનું ચિત્ર દોરવામાં આવે છે તેનાં કરતાં ચિત્ર હંમેશાં વધારે સુંદર લાગે છે.

**ઉચ્ચાશયા**:—એ પણ ચિત્રકારની ખુબી છે. જીવનને પણ આદર્શરૂપી રંગોથી રંગી સુંદર બનાવવું એ જીવન કલાવિદનું કામ છે.

**પરમાદર્શ**:—એટલે એનો અર્થ એ કે જીવન વસ્તુત: સુંદર નથી; માત્ર જે એને સુંદર બનાવવાની કલા જાણતું હોય તેજ સુંદર બનાવી શકે.

**ઉચ્ચાશયા**:—જે સુંદર છે તે તો સુંદરજ છે. માત્ર એ સુંદરતા જોવાની આંખ ઇશ્વરે બધાને આપી નથી. ચિત્રકાર તો સાધારણ દેખાતાં દૃશ્યમાં પણ સુંદરતા જુએ છે. તેજ પ્રમાણે જીવન કલાવિદ આવાં નિરસ જણાતાં જીવનમાં પણ રસ જુએ છે ને એને સુંદર બનાવે છે.

**પરમાદર્શ**:—આ ગામડીયાં જીવનને પણ એ કલાવિદ સુંદર બનાવી શકે ખરો?

**ઉચ્ચાશયા**:—જેમ કવિ, કવિઓમાં ફેર છે તેમ ચિત્રકારો પણ એકસરખા નથી. કેટલાએક કવિઓને અમુક જાતના ભાવોમાંજ રસ પડે છે. તેના પરજ કવિતા લખે છે; તો બીજા, બીજા રસોને પ્રધાન ગણે છે ને તેનાજ ગીતો ગાય છે. ચિત્રકારનું પણ તેજ પ્રમાણે. કેટલાએક કુદરતના સુંદર ચિત્રો દોરે છે તો કેટલાએક મનુષ્યાકૃતિઓ આલેખે છે. જીવન કલાવિદમાં પણ ફેર હોય છે. દરેકના આદર્શો જુદા હોય છે. ને પોતાના માનીતા આદર્શોથી દરેક જણ જીવનને રંગે છે. ગામડાંમાં સરળ સાદું જીવન ગાળવાનો જેનો આદર્શ હોય તે ગામડાંની જીંદગી પણ સુંદરજ બનાવે.

પરમાદર્શ:—મને લાગે છે કે એવા આદર્શો ધરાવનારા બહુ નહિ હોય.

ઉચ્ચાશયા:—તે તો કોણ જાણે પણ તમારો નંબર એ થોડામાં ખરો ને ?

પરમાદર્શ:—નારે ના, હું તો ધરાઇ ગયો. મને લાગે છે કે એકને એક રંગથી રંગેલું ચિત્ર જોઇને હું તો ઓચાઇ ગયો.

ઉચ્ચાશયા:—ત્યારે આ બધું મંગળાચરણ તે એમ કહેવાને કે તમે ગામડાંની જીંદગીથી કંટાળી ગયા છો.

પરમાદર્શ:—ગામને આપણે આપણાં આદર્શ પ્રમાણે સુંદર બનાવ્યું ! કંઇ કરવાનું બાકી રહેતું નથી, એટલે કામ વગરના પડી રહેવું કોને ગમે ? મનુષ્યહૃદયને હંમેશાં નવીનતા જોઇએ. એકને એક ચીલામાં ચાલવાથી કંટાળો આવે. આપણાં હમણાંના નિત્ય જીવનમાં કંઇ નવીનતા રહી નથી. ગામડાંનું જીવન શરૂઆતમાં નવું નવું હોય એટલે સારૂં લાગે, પણ નવીનતાના અભાવે સુનું લાગવા માંડે. શહેરીજીવનમાં તો કંઇને કંઇ નવું હોયજ એટલે કંટાળો આવવાનું કારણ નહિ. બીજું એ કે જેના સહવાસમાં રહીએ તેના જેવા થઇએ. ગામડીયામાં રહેવાથી મારી બુદ્ધિ કટાતી હોય એવું લાગે છે, ને જો વધારે રહું તો કોણ જાણે શું થાય.

ઉચ્ચાશયા:—ત્યારે તો હવે શહેર તરફ દૃષ્ટિ હશે. આખરે લોકદાસનું વચન સત્ય પડયું ખરૂં.

પરમાદર્શ:—જે માણસને પ્રવૃત્તિ વિનાનું જીવન ગાળવું હોય તે ભલે ગામડામાં રહે. કામ વિનાનું જીવન મારે માટે અશક્ય છે.

ઉચ્ચાશયા:—ત્યારે ચાલો પાંખ ફફડાવો ને ઉડો ઉંચે.

---

# અંક ત્રીજો.

(સ્થળ: એક મોટા શહેરના વિશાળ ઘરની અગાશીએ ચાંદની ચમકી રહી છે. ઉચ્ચાશયાના ખોળામાં માથું રાખી પરમાદર્શ ગાયન સાંભળે છે.)

('જો જાય છે ઉડી ઉડી' એ રાગ.)

ઉચ્ચાશયા:—શો મંદમંદ મ્હાલતો નિશાપતિનભે—શો મંદ.
તારા તણા પ્રકાશને—(૨)
હર્યો કરી વરે—શો મંદ.
કર વડે ખસેડીઓ મુખ ઘુંઘટ દૂર
લજ્જાવશ રજની તણું—
શુભ્ર બન્યું બહુ મુખ.
નિશાપતિના હાસ્યથી સુધા બધે ઝરે,
નિશાપતિના હાસ્યથી સુધા મીઠું ઝરે—તારા તણા.
(નીચે વળી મંદમંદ હસતાં સુતેલાનાં મ્હોં તરફ જોઇ.)
પ્રિય નાથના સુહાસ્યમાં સુધા મીઠું ઝરે
ચિંતા તણો એ હાસ્યથી—(૨)
થયો ક્ષય ખરે
શું મંદમંદ હાસ્ય આ રમે પ્રિય મુખે.

પરમાદર્શ:—(હસી પડીને) વાહરે, શીઘ્ર કવિરાજ. પણ પ્રિય-મુખ પર હાસ્ય રમતું તો ન્હોતું.

ઉચ્ચાશયા:—ના. રમતું તો ન્હોતું, પણ મારે રમાડવું હતું તે હવે રમ્યું. પણ એવા તે શા વિચારમાં મશગુલ હતા?

પરમાદર્શ:—વિચાર તો સંગીતનાજ કરતો હતો.

ઉચ્ચાશયા:—શું મારા સંગીત પર કંઇ ટીકા કરવી છે?

પરમાદર્શ:—ના, ના, એમ નહિ. મને વિચાર એ આવ્યો કે દુનિયામાં કોઇપણ વસ્તુ હૃદયને હલાવી નાંખી આ દુનિયાનું ભાન ભૂલાવે તો તે લાગણીથી મીઠા સ્વરે ગાયેલુ ગાયન છે.

ઉચ્ચાશયા:—મીઠા સ્વરે તો સમજાયું. પણ 'લાગણીથી ગાયેલું' એનો અર્થ શું? શું બધા લાગણી વિના ગાતા હશે?

પરમાદર્શ:—ગાયનનો અર્થ બરાબર સમજીને જે ગાય તે હંમેશાં લાગણીથીજ ગાય.

ઉચ્ચાશયા:—ત્યારે સંગીતની અલંકારરૂપતા જે માત્ર આ–આ–આ–માંજ સમાય તેનો અર્થજ થતો નથી.

પરમાદર્શ:—સુંદર ગાયનને આવી તાનોથી વિભૂષિત કર્યું હોય તો એના જેવું સંગીત બીજું નહિ. બાકી શાસ્ત્ર દૃષ્ટિએજ માત્ર એક લીંટી પર આ–આ–કરી આખું ગાયન સમાપ્ત કરે તે થોડા વખતને માટે હૃદયને ડોલાવે. એનાથી કંઇ ઉંડી છાપ તો નાજ પડે. અવાજની મીઠાશ અનેક સ્વરૂપોમાં બતાવવી એ કામ સંગીતશાસ્ત્રનું. પણ દરેક શાસ્ત્રો શુષ્ક તેવું સંગીત શાસ્ત્ર પણ શુષ્ક. સંગીતશાસ્ત્રી ગવૈયાઓને સાંભળ્યા હોય તો એક લીંટી ગાયન ગાય ને પછી એની એ લીટી પલટાવી પલટાવી તાનો સાથે ગાય. ઉસ્તાદની હુંશીઆરી ક્યારે કહેવાય કે તાનોના અનેક પલટાઓ લઇ અવાજને અનેક રીતે મ્હલાવી એના સૂક્ષ્મમાં સૂક્ષ્મ સ્વરૂપ બતાવે. મને યાદ છે કે હું મારા એક મિત્રને ત્યાં આવા એક ઉસ્તાદનું ગાયન સાંભળવા ગયો હતો. એણે તો તાનના પલટા લેવા માંડયા; સાથે

હાથના પણ એવા પલટા લેતો કહેવાની સાથે કુસ્તી કરતો હોય એવું લાગે. એકાદ બે જણે તો 'વાહ ઉસ્તાદ વાહ' કરવા માંડ્યું પણ મારા તો કાન ફુટવાની તૈયારી કરતા હતા. જ્યાં એણે તાન લેતાં લેતાં શ્વાનના જેવો અવાજ કાઢવા માંડ્યો ત્યાં ઘરના એક બે કુતરાં દોડી આવ્યાં ને સાથે સુર પુરવા માંડ્યો.

ઉચ્ચાશયા:—( હસી પડીને ) એ તો કોઇ ગમે તેવા ઉસ્તાદને સાંભળવા ગયા હશો. બાકી તાનો લેવી કંઇ સ્હેલી નથી. તાન એટલે અવાજના આંદોલન કે જેથી આપણું હૃદય પણ ઝુલતું હોય એમ લાગે.

પરમાદર્શ:—એ આંદોલનો તો લાગણી વિના નજ આવી શકે. માત્ર શાસ્ત્ર તરીકે તો સંગીત શુષ્કજ લાગે. ભાવના વિના મીઠાશ નજ આવી શકે.

ઉચ્ચાશયા:—આ બધું ભાષણ મારી આગળ કર્યું તેનાં કરતાં જાહેરમાં કર્યું હોય તો વધારે ફાયદો થાય.

પરમાદર્શ:—સંગીતની બાબતમાં મતભેદ થવાનો સંભવ છે. આતો મેં મારો આદર્શ બતાવ્યો.

ઉચ્ચાશયા:—( હસતાં હસતાં ) હજી આદર્શો બાંધી ધરાયા નથી ?

પરમાદર્શ:—આદર્શ વિના જીવવું નકામું. માત્ર આદર્શ બાંધતી વખતે એ ખરા છે કે ખોટા તેનો વિચાર કરવાનો. શરૂઆતમાં આપણાં આદર્શો ખોટા હતા. ઝરણાંને કિનારે રહેતાં હતાં ત્યારે હું ને તુંમાંજ આપણું વિશ્વ સમાયું હતું. પારકી પીડાની દરકાર ન્હોતી. ઝરણું જેવું એકલવાયું વહી જતું હતું તેવુંજ સ્વચ્છંદીને એકલપેટું આપણું જીવન હતું. મનુષ્ય એકાંતમાં મનુષ્યના સંસર્ગ વિના રહી શકે નહિ એટલે એ જીવનથી આપણે કંટાળ્યાં. આપણું ગામડાંનું જીવન તદ્દન એકલપેટું ન્હોતું. એટલે થોડો વખ્ત તો આનંદમાં

કાઢયો; પણ પછી તો મીઠા જલનું માછલું ખારા જલમાં મરે તેના જેવું થયું. અસલના લોકો આવું સાદુ જીવન ગાળી શકતા, કારણ કે તે વખતના લોકો જ્ઞાનમાર્ગી હતા. પણ એ જમાનો તો હવે જૂનો થયો. હવેનો સમય તો કર્મમાર્ગીને માટે છે. આ સામે સમુદ્ર ઉછળે છે એવું હાલનું સામાજિક જીવન છે. સમુદ્રના મોજાંઓ એકમેક સાથે અફળાય છે, કુટાય છે; પણ દરેક મોજું સૌથી ઉંચે ઉછળવાને પ્રયત્ન કરે છે, અને દરેક મોજાંઓના પ્રયત્નથી આખો સાગર ઉછળતો હોય એવું લાગે છે. સમાજરૂપી સાગરના આપણે તરંગો છીએ. એકમેકની સાથે દરેક મનુષ્ય વ્યકિત અફળાતી કુટાતી મનુષ્ય સંબંધમાં આવે છે. દરેક વ્યકિતના મનમાં એ વિચાર હોવો જોઇએ કે હું સૌથી ઉંચો ઉછળું. ભાગ્યશાળી હશે તે ઉંચા આવશે પણ ખરા. દરેક જણ આ પ્રમાણે પ્રયત્ન કરશે તો એ સ્પર્ધામાં આખો સમાજ ઉન્નત થશે. અત્યાર લગી હું આદર્શાંધ હતો, કારણ કે ગમે તેવા ખોટા આદર્શોથી તણાતો હતો. હવે હું સાચા આદર્શોનો ભક્ત બનીશ, પણ તું, તું તો ઉચ્ચાશયાજ રહીશ.

**ઉચ્ચાશયા:—** હું તો યથાર્થનામા થઇશ. મારા ઉચ્ચ આશયોનો નમુનો જાણવો હોય તો સાંભળો.

સોરઠા.

સંયમ કેરૂં શસ્ત્ર સજીને, કર્મવીર સૌ બનજો,
સમાજ સેવા આદર્શ ધારી, એ ધર્મ તમારો ગણજો.
ભારત સંતાન તમે હો, દેશને ઉન્નત કરજો,
સાગરશા વિશાલ હૃદયથી, વાદવિવાદને હરજો.
ન્યાત જાતના ભેદને ટાળી, હિંદનું ઐકય ગજવજો,
ભારતના સંતાન તમે હો, દેશને ઉન્નત કરજો.

**સમાપ્ત.**

"મુંબઇ ક્રોનીકલ" પ્રેસમાં સોરાબજી પાલનજી કાપડીઆએ
છાપ્યું, અને ગ્રંથકર્તાએ ૩ વીન્સેન્ટ ક્રોસ
રોડ, દાદર પરથી પ્રગટ કર્યું.

